વર્ષ-૧લું 'યુગધર્મ' ગ્રંથમાળા પુસ્તક ૩ જું

# જીવનનાં વહેણો

રસિકલાલ છોટાલાલ પરીખ

★

: પ્રકાશક :

'યુગધર્મ' કાર્યાલય

૧૧૪ પહેલો પારસીવાડો, મુંબઈ ૪.

# જીવનનાં વહેણો

: લેખક :

રસિકલાલ છોટાલાલ પરીખ



'યુગધર્મ' ગ્રંથમાળા : મુંબઈ ૪

સંપાદક:—

રામભાઈ પટેલ

'યુગધર્મ' કાર્યાલય-

: ૨૫૭૪, ભદ્ર [illegible]

અમદાવાદ.



**વાર્ષિક ફાળો**

૧-૪-૦ પાકું પૂઠું.

૧-૦-૦ કાચું પૂઠું.

**મૂલ્ય**

**છૂટક**

૨-૮-૦ પાકું પૂઠું.

૨-૦-૦ કાચું પૂઠું.

**વાર્ષિક લવાજમ**

૫-૦-૦ પાકું પૂઠું.

૪-૦-૦ કાચું પૂઠું.

**પહેલી આવૃત્તિ**

મે : ૧૯૪૧

મુદ્રક:—

વિઠ્ઠલભાઈ દેસાઈભાઈ પટેલ

: **અશોક પ્રિન્ટરી** :

ચાર રસ્તા : **અમદાવાદ.**

# સંપાદક તરફથી

**શ્રી.** રસિકભાઈના આ વાર્તાસંગ્રહ યુગધર્મ ગ્રંથમાળાના બીજા પુસ્તક તરીકે આપવાનું નક્કી થયેલું અને એ રાહે એ ગયા એપ્રિલ–મેમાં માળાના ગ્રાહકો પાસે પહોંચી જવાની જાહેરાત પણ કરવામાં આવેલી. પણ કેટલાંક કારણોસર ત્રીજા પુસ્તક લીઝાને બીજા પુસ્તક તરીકે આપવું પડયું અને છતાં યે આ સંગ્રહને બહાર પાડવામાં ઘણો વિલંબ થઈ ગયો. વિલંબ થવાનો ગેરલાભ અમને ઘણો થયો છતાં એ રાહે શ્રી રસિકભાઈ એક તદ્દન નવી જ અને સુંદર ઐતિહાસિક વાર્તા 'રાજસૂત્ર' લખી આપી શકયા.

સંગ્રહમાંની વાર્તાઓની સાહિત્યિક ગુણવત્તા વિશે તો અધિકારી વિવેચકો કહી શકે. છતાં અમારે પક્ષે કહી લઈએ તો આમાંની કેટલીક વાર્તાઓ 'સંજય' ઉપનામ હેઠળ પ્રસ્થાનમાં પ્રગટ થએલી તે વખતે હું પોતે તો એના ઉપર આફરીન થએલો. વાર્તાવસ્તુને સુઘટિત અને સાદી છતાં ભવ્ય રીતે રજુઆત કરવાની લેખકની મેધા આ વાર્તાઓનું એક વિશિષ્ટ આકર્ષણ છે એમ કહ્યા વિના ચાલે એમ નથી.

ભદ્દો નહિ, પરંતુ નિર્મળ નીતરા સ્વાદુ પાણી પીધાના આનંદ જેવા માનસિક આનંદ આપવાનો સાહિત્યનો હેતુ હોય તો તે તો આ વાર્તાઓ સારી પેઠે પૂરો પાડી શકે એમ મને લાગે છે.

ગુજરાતના એક લબ્ધપ્રતિષ્ઠ વિદ્વાન સાહિત્યકારની કલમે લખાયેલી આ વાર્તાઓ અમારા ગ્રાહક વાચકોને ગમ્યા વિના નહિ રહે એ આશાથી વિરમું છું.

આ પુસ્તક અમારી માળામાં આપવા બદલ શ્રી રસિકભાઈનો હું આભાર માનું છું.

શુદ્ધિપત્રકમાં જણાવ્યા મુજબ ભૂલો સુધારી લેવા વાચકોને વિનંતી છે.

# અર્પણ પ્રશસ્તિ

સહૃદયો સુહૃદો મળતાં કદી
હૃદય ચર્વણ ભાવતણું થતાં
ઉર કદી રસ આર્દ્ર બની દ્રવે
કથન ઊર્મિ મુગી મતિમાં ચઢે!
મિલન ધન્ય ગણું સુહૃદોતણું
પરમ ભાગ્ય સુભાગ્ય બિજા મહીં.
સળવળી જડની મતિ ઊડતી
સુહૃદથી શિ ચમત્કૃતિ આ થતી?

મુરબ્બી શ્રી. બટુભાઈ.

સાહિત્યની અભિરુચી કદિ હોય આમાં
ને જો પ્રયત્ન કંઈ હોય કલાકૃતિનો
તે આપથી પ્રથમ કેળવિ; આપને જ
સંતોષવા પ્રથમ ઉત્સુક હું પ્રયત્ને!
એવા પ્રયત્ન થકિ જે કંઈ આ કથાઓ
લાધી મને વહન જીવનનાં તરંતાં
થોડી તથાપિ રુચિઅંકિત આપની જે
તે આપને પ્રથમ અર્પિ કૃતાર્થ થાઉં!

# શુદ્ધિપત્રક

| પૃ. | પં. | ભૂલ. | મૂળ. |
|---|---|---|---|
| ૧૭ | ૨૩ | તો બાદમાં | તો —આદમાં |
| ૧૮ | ૧૨ | ચંદુ એના | ચંદુએ ના |
| ૨૦ | ૧૦ | ‘હજી | “હજી |
| | | કાઢયો | કાઢયે |
| ૨૫ | ૩ | “ચંદુલાલે | ‘ચંદુલાલે |
| ” | ૮ | ગયો” | ગયો’ |
| ૨૯ | ૬ | અસહકારીઓને | અહકારીઓએ |
| ૩૦ | ૪ | હું. | હું ? |
| ૩૪ | ૯ | લાલે | લાલ |
| ૩૬ | ૧ | “સિપાઈ–‘તુમ | સિપાઈ–“તુમ |
| ૩૭ | ૨૪ | “જગા | ‘જગા |
| | | ઉતર્યા | ઉતાર્યા |
| ૩૯ | ૨૦ | નિસાસો | નીસાસો |
| ૪૦ | ૧૯ | ” | ” |
| ૪૫ | ૧૧ | કાંઈને કાંઈ | કૈંય ને કૈંય |
| ૪૬ | ૧૦ | કાંઈ | કૈંય |
| | ૧૧ | કંઈ | કૈંય |
| ૪૭ | ૫ | કાંઈક | કૈંક |
| ૪૮ | ૨૦ | છગનને | “છગનને |
| | ૨૪ | ને’ | ને” |
| ૫૧ | ૨૧ | ટકિયા | ટકિયો |
| ૫૨ | ૧૩ | પડી | પડી. |
| ૫૩ | ૧૯ | ભાઈ જ ! | ભાઈ ! |
| ૫૭ | ૧૦ | મૂકયો’ તો | મૂકયો’તો |

| પૃ. | પં. | ભૂલ. | સૂળ. |
|---|---|---|---|
| ૭૧ | ૧૭ | એ…“તમારી | “એ…તમારી |
| ૮૧ | ૪ | વાડામાં | “વાડામાં |
| | ૯ | ભૂલી | ભૂલી” |
| ૮૩ | ૨૧ | “પ્રિયંવદા | પ્રિયંવદા |
| ૯૦ | ૩–૪ | તેમને તો વરે | તેમને વરે તો |
| ૯૨ | ૧૭ | ગણેશ | ગણપત |
| ૯૫ | ૨૧ | બધા ફ્રોઇડને | બધાને |
| ૯૮ | ૨૩ | અ | આ |
| ૧૦૮ | ૭ | ઉચર | ઉપર |
| ,, | ૨૨ | નહતી પણ | નહતી; પણ |
| ,, | ૨૩ | ઇચ્છાથી અને | અને |
| ૧૨૯ | ૧૨ | ઉઘડવાની | ઉઘાડવાની |
| ૧૪૬ | ૮ | પ્રભુ | “પ્રભુ |
| ૧૫૩ | ૧૪ | રાજનો | રાજના |
| ૧૫૫ | ૨૧ | રજા | રજો– |
| ૧૭૪ | ૨૨ | હતોજા ગ્રત્સ્વપ્ન | હતો જાગ્રત્સ્વપ્ન |
| ૧૭૬ | ૨૪ | માંથી નીકળ્યા | માંથી શબ્દ–બાણ નીકળ્યાં |
| ૧૯૩ | ૯ | ઝે એ | ઝે. એ |
| ૨૧૨ | ૨૫ | જબાન | ઝબાન |



# ખુલાસો

ઈ. સ. ૧૯૨૬ થી ૧૯૪૦ સુધીમાં '**પ્રસ્થાન**' નિમિત્તે લખેલી કથાઓનો આ સંગ્રહ છે; છેલ્લી સિવાય. આ ધંધાના મારા બીજા બિરાદરોની જેમ હું કહી શકતો નથી કે મેં બહુ કથાઓમાંથી થોડીક ચુનંદી આમાં મૂકી છે; એમનાં જેવું–ધંધાની રાહે મ્હારે કહેવું હોય તો—અને કહેવું જ જોઈએ—તો કહું કે અસંખ્ય કલ્પેલી, અને ઘણી ઘણી મ્હોડે કહેલી વાતોમાંથી થોડીક આમાં લિપિબદ્ધ કરી સંઘરી છે !

'પણ ભાઈ, એમ સૂંઠને ગાંગડે ગાંધી ન થવાય.' કોઈને બોલતા સાંભળું છું. હું કબૂલ કરું છું કે એ ગાંધીઓળમાં હાટ કરવાનો હક્ક હજી મને નથી ! પણ મ્હોટી દુકાનો આગળ જેમ કેટલાક ઓટલા ઉપર અથવા પગથી ઉપર પોતાનો થોડોક માલ લઈ બેસે છે અને મ્હોટા વેપારીઓ તેમને અવજ્ઞાગર્ભિત ઉપેક્ષાથી બેસવા દે છે તેમ મ્હને પણ બેસવા દેવામાં આવશે; અલબત હું પણ પોલિસ કે મ્યુનિસિપલ લારીવાળાને આવતા જોઈ સોટીના ડરથી કે મારો માલ મ્યુનિસિપલ લારીમાં મુકાઈ જાય એ બીકે ઊઠી જવાની અને રસ્તો મોકળો કરવાની તૈયારી સાથે જ બેઠો છું.

પણ વચગાળામાં કદરદાન ઘરાકો અમારા માલ ઉપર નજર કરવાની મહેરબાની કરશે એવી ઉમેદ છે !

આ માલ ઉપર પહેલી નજર શ્રી. રામનારાયણ પાઠકે કરી છે એ બહાને તેમનું નામ આ સાથે જોડવાની રજા લઈ લીધી છે.

૧૧, ભારતીનિવાસ.
એલિસબ્રિજ—અમદાવાદ.
તા. ૧૧-૧-૪૧

**રસિકલાલ છો. પરીખ**

## અનુક્રમ





# કમળા

હું દવાખાનામાં બેઠો હતો. સડક ઉપરથી સોળેક વરસની એક યુવતિ? ના—સ્ત્રી પસાર થઈ. તેના ખભા ઉપર છોકરું હતું. હું ઓળખતો હોઉં એમ લાગ્યું. તે સ્ત્રીએ અમારા તરફ જોયું. તે મને ઓળખતી હોય એમ તેની આંખ ઉપરથી જરા જણાયું. પણ તુરત જ, જાણે સહેજ જ જોયું હોય એમ તેણે નજર ખેંચી લીધી. તેનું ચાલવાનું ચાલુ હતું. અથવા તેનો ઇરાદો ઓળખાણ ન હોય એમ બતાવવાનો હશે? "દાક્તર, આ કોણ ગયું? કમળા ખરું ને? રમણિકની ભાણેજ?" દાક્તરે કેસ લખવો પૂરો કરી "મારા કાંઈ જોવામાં ન આવી"; ઊભા થઈ ડોકું લંબાવી "હા એ જ જણાય છે." દાક્તરે બીજો કેસ લઈ બીજા દરદી સાથે વાત કરવી શરૂ કરી.

એ કમળા જ હશે. એને જોઈ હું જરા ચમક્યો, દુઃખી થયો—કમકમી આવી. હૃદયમાં ઊંડી વ્યથા થઈ; કોઈ ભૂંડું સત્ય નિહાળ્યું હોય અને થાય એમ થયું. રમણિકની ભાણેજને હું સારી રીતે

ઈ. સ. ૧૯૨૬ પ્રસ્થાન કારતક ૧૯૮૨

ઓળખતો હતો. એ મને પણ મામા કહેતી. પણ મેં એને રમણિકને ઘેર જોયેલી ત્યારે તે કેવી હસમુખી હતી ! તેના નાજુક અને ઘાટીલા મુખના અવયવો જોઈ હું કેવો પ્રસન્ન થતો ! અને મારી સાથે કેટલી સરળતાથી હસી હસીને વાતો કરતી ! પણ અત્યારે એની મુખચ્છવિ કેવી લાગી ? તેના મ્હોડા ઉપર ક્લેશની છાયા હતી ? તેના મુખના નાજુક અવયવો લાંબા દેખાયા—એટલે ઘાટીલા ન જ લાગ્યા. તેનું મ્હોડું ભીતરી ગયું હતું ? પણ જાણે ઉપેક્ષા, મ્હેણાં, અપમાન સહન કરવાને ટેવાઈ ગયું હોય એવું ન હતું ? કમળાનું મુખ દૂબળું અને ફિક્કું હતું. તેનાં ભવાં જરા વ્યગ્ર હતાં—કોઈ અસહ્ય મ્હેણાનો જવાબ શોધતાં હતાં ? ખભે નાખેલા છોકરા ઉપર તો તેનું ધ્યાન હોય એમ જણાયું જ નહિ. કમળાની આ ગ્લાન છબિએ મંગલમુખી કમલાને મારા ચિત્તમાં જાગ્રત કરી; અને ન સમજાય એવું મર્મવેધી દુઃખ મને થયું. કમળાના જીવન સાથે મારે શો અંગત સંબંધ હતો ? એને સુંદર જોઇને હું પ્રસન્ન થતો—એને ગ્લાન જોઇને વિષાદ પામ્યો !

કમળાની હકીકત હું જાણતો હતો. મારા મિત્ર રમણિકે કહી હતી. તેને માટે વર ખોળવા—નાતમાં વર ખોળવા—તેનાં માતપિતાએ સારો પ્રયત્ન કર્યો હતો. રમણિક પણ કરતો હતો; અને મને પણ કોઈ ધ્યાનમાં રાખવાની તેણે સૂચના કરી હતી. એક સારી કમાણી-વાળા વકીલનો બી. એ. કલાસમાં ભણતો છોકરો તેનાં માબાપે શોધી કાઢ્યો હતો; અને તેઓ સંતુષ્ટ હતાં. સગાઈ કર્યા પછી ચોથે મહિને તેનું લગ્ન થયું હતું. મારા સૂક્ષ્મ-નિરીક્ષક મિત્રે મને કહ્યું હતું કે સગાઈ કર્યા પછી કમળાનું મુખ એકદમ સ્ત્રીભાવમાં પરિણામ પામતું હતું--અને જાણે એ પરિણામમાંથી તેની જલદી લગ્ન કરવાની ઉત્કણ્ઠા સૂચવાતી હતી. આ સાંભળીને મને દુઃખ થયું.

આવા બીજા કેટલાક દાખલાઓ –, છોકરીઓના ઝડપી પરિપાકના યાદ આવ્યા. કમળાને લગ્ન કર્યાં પછી ત્રીજે મહિને ટાઇફૉઇડ તાવ આવ્યો હતો; અને તેને પિયર લાવવા બાબત કમળાની મા અને સાસુ વચ્ચે જરા બોલાબોલી થઈ હતી; બારેક મહિના પછી કમળાને સીમંત આવ્યાનું સાંભળ્યું ત્યારે પણ મને કમકમાટી થઈ હતી; પણ મારા કુટુમ્બમાં જ એવી બાળમાતાઓનું સ્મરણ થવાથી હિંદુ સમાજ ઉપર થોડો આવેશ ભર્યો વિચાર કરી ચિત્ત બીજી બાબતોમાં પડી ગયું. કમળાના ખભા ઉપર છોકરું હતું તે કેવડું હશે ?

મેં રમણિકને એકવાર કમળાની ખબર પૂછી હતી. રમણિકે કમળાના પતિ વિષે પોતાનો સંતોષ જાહેર કરી ખુશખબર આપી હતી. કોઈ વાર તેની સાસુ ઉપર ટીકા કરતો. એક વાર તે કમળાના પતિને મારા ઘેર જમવા પણ બોલાવી લાવ્યો હતો. મને તે નવીન ગ્રેજ્યુએટ સારો લાગ્યો હતો. પણ એના કપાળમાંની બે લાંબી લીટીઓ–સંપ્રદાયનો ટ્રેડમાર્ક–મને ગમી ન હતી; એ કપાળ ઉપરના ચીપિયાએ છોકરાના મનના સ્વાસ્થ્ય વિષે મારા મનમાં શંકા ઉત્પન્ન કરી હતી. પણ આ શંકાને તો સંપ્રદાયો વિષેના મારા પૂર્વગ્રહનું પરિણામ માની મેં દૂર કરી હતી; અને કમળાબાઈનું ગાડું ઠીક ચાલશે એ રીતે મેં પણ મારો સંતોષ રમણિક આગળ જાહેર કર્યો હતો.

કમળા માતા થઈ ત્યારે–( અને આ વિચાર જ જાણે મને કેવો વિલક્ષણ લાગે છે ! હસતી રમતી કમળા એ બાળક ધવડાવતી ગંભીર માતા ! જગતમાં કેવાં રૂપાન્તરો થાય છે ! ) તેનો પતિ મુંબઈ એલએલ. બી. થવા રહેતો હતો. તેના પિતાએ, નવાં પરણેલાંઓનાં મનના પોતાને અનુભવી માનતા હોવાથી, તે એલ-એલ. બી. થાય નહિ ત્યાં સુધી તેને હવે ઘેર બોલાવવો નહીં એવો

વિચાર કર્યો હતો; અને કમળાને તેના ભાવી ઘરસંસાર માટે બરાબર નાથવાનો વિધિ તેની સાસુએ શરૂ કર્યો હતો. એ વિધિમાં સૌથી પહેલી ક્રિયા પોતાના ઉપરનો ઘરના કામનો બોજો છોકરાની વહૂ ઉપર ધકેલી દેવો એ હતો. શરૂઆતમાં કમળા ઉત્સાહથી અને આનંદથી એ કરતી. તેને સાસરે રહેવાનો શોખ હતો. કોણ જાણે કેમ–તેની સાસુને તેના આનંદી અને રમતિયાળ વર્તનમાં ઉદ્ધતાઈ અથવા મલાજાનો ભંગ લાગ્યો હશે કે સાસુઓની પરંપરામાં ઊતરી આવેલા કોઈ અગમ્ય સંસ્કારથી તેને વહૂનું નિખાલસ વર્તન અસહ્ય લાગતું હશે–તે કમળાને ઘડીએ ઘડીએ ટોકતી; કમળાને સમજાતું નહિ કે જે સાસુને માના સ્થાને ગણવાનું લગ્નગીતોમાં ગાવામાં આવ્યું હતું તે તેને કેમ આમ કરતી હતી. રમણિકની સ્ત્રીએ મને એક વાર મજાકમાં કહેલું કે "અમારાં ભાણીઆ તો વરઘેલાં થઈ ગયાં છે." કમળા સાસુનાં ટીકાટિપ્પણો રાત્રિની પ્રતીક્ષામાં પૂરાં સાંભળતીએ નહિ હોય; જોકે કોઈવાર પોતાનાં માબાપ, ભાઈ કે મામા વિષે મારેલું મ્હેણું તેના કોમળ હૃદયને શૂળની જેમ વીંધતું હશે એમ તેની મામીએ વર્ણવેલા એક પ્રસંગ ઉપરથી મને લાગ્યું હતું. પણ નાથવાનો વિધિ પોતાના કામનો બોજો વહૂ ઉપર નાખી દેવાથી કે ટોકી અને મ્હેણા આપી તેના હૃદયને બુઠ્ઠું કરવાના પ્રયાસથી પૂરો થાય એમ ન હતો; એમાં એક નવીન અણધાર્યો ઉમેરો થયો હતો. હમણાં હમણાંમાં કમળાના સસરા વકીલાતમાં સારી રીતે કમાયા પછી જીવનને સાદું કરવા તરફ વળ્યા હતા; તેમાંએ ખાસ કરી આજકાલની છોકરીઓ ઘરનું કામ-કાજ ન કરવાથી નમાલી થઈ જાય છે એ દૂષણ તરફ એમનું ધ્યાન ખાસ ખેંચાયું હતું; અને તેનું કારણ તેમને નોકરોની સંસ્થા લાગ્યું હતું; રસોઈયાને તો તેમણે રજા આપી દીધી હતી. પૈસાના લાભથી સંતુષ્ટ થવાનો ઘણા દિવસનો તેમના વકીલમાનસને અભ્યાસ

પડગો હોવાથી માસિક પચીસેક રૂપિયાનો લાભ પણ તેમના સાદાઈ માટેના સુધારાને પોષણ આપતો હશે–મારા મિત્ર રમણિકે આ બાબત મને જણાવતાં ટકોર કરી હતી. રમણિકના બોલવામાં જરા કરડાઈ અને ગુસ્સો હતાં; પણ હું તો હસી પડયો હતો. ના એમ નહિ – આ ટકોર તો એણે, જ્યારે કમળાના સસરાએ નોકરને પણ રજા આપી, ત્યારે કરી હતી. અલબત, વકીલ–સસરાનો અભિપ્રાય એવો તો ન હતો કે ઘરનું બધું કામ કમળાએ જ કરવું. સાદાઈના સિદ્ધાંતને આચારમાં મૂકવાનું પગલું ભરતી વેળાએ તેમના મન આગળ તેમની પુત્રી રમા, તેમનાં પત્ની અને પુત્રવધૂ કમળા એ ત્રણે હતાં. અને એટલું જ નહિ, નોકરોને રજા આપવામાં તેમનો હેતુ કરકસર ન હતો પણ સ્ત્રીઓની તંદુરસ્તી સાચવવી એ હતો એમ તેમણે જમતાં જમતાં એકવાર બધાંને જણાવેલું; અને કમળાની મામીએ કમળા આગળ નોકરોને રજા આપવા વિષે ઉપહાસ કરેલો ત્યારે કમળાએ ઉપરની વાત જણાવી પોતાના વકીલ–સસરાનો બચાવ કર્યો હતો. પણ આ વસ્તુસ્થિતિનો ફાયદો તેની નણંદ રમા ઉઠાવે એ તો અશકય હતું. સાસુ પોતે ઘરનું બધું કામ કરવાનો ઉત્સાહ બતાવતાં પણ ધાર્મિક અને નાતજાતના પ્રસંગોમાં તેમનો ઘણો સમય રોકાઈ જતો, અને શેષ રહેતો તે પતિની સેવામાં જતો. અને તેથી આ નવા સુધારાનો લાભ ખાસ કરી કમળા-વહૂને મળતો હતો. કમળા ટાઇફોઈડ પછી નબળી તો ઘણી થઇ હશે–તે બધું કામ શી રીતે કરતી હશે–એવો ઉદ્વેગ મેં જ્યારે આ હકીકત સાંભળી ત્યારે થએલો.

કમળાને પરણે બહુ વખત નહિ થયો હોય–ટાઇફોઈડ ઊતર્યાં પછી બારેક મહિને એક વાર રમણિક ચીડાઈને બોલેલો: “ એ છોકરી જ મુરખી છે. પરણી ત્યારથી બસ વર વર વર! હવે

બાઈજીના મુંબઈ ભરાઈ બેઠો છે. રજાઓમાં પણ ઘેર આવતો નથી. મેં વકીલને પૂછયું ત્યારે એ ઘરડા ધુત્તડે કહ્યું: 'એ હમણાં મુંબાઈમાં રહે એ ઠીક છે.' પણ એનો વર કેવો માણસ છે?" મને કમળાના પતિના કપાળ ઉપર સંપ્રદાયનો ટ્રેડમાર્ક જોએલો તે યાદ આવ્યો. મેં રમણિકને એનું સ્મરણ કરાવી કહ્યું: "આ આર્યસંસ્કૃતિના પુનરુત્થાનનો સમય છે. પુત્ર પિતાને આજ્ઞાનુવર્તી ન રહે?" તે જરા હસ્યો. મેં રમણિકને એક ઘરડા પ્રોફેસરે એક જુવાન ગ્રેજ્યુએટની મશ્કરી કરેલી તે જણાવી: 'અલ્યા પરણ્યો તો હમણાં છું, અને આમ વેપાર કાજે પૈસા માટે કરાંચી અને કરાંચીથી મુંબઈ અને મુંબાઈથી અમદાવાદ ને દિલ્લી રખડયા શું કરે છે? જરા ભાવનગર તો જઈ આવ.' તે નવજુવાન બીચારો તદ્દન શરમાઈ ગએલો, અને મેં પ્રોફેસરને જરા ચીડાઈને કહેલું કે 'સાહેબ, આપના ઘડપણનો તો વિચાર કરો!' 'પણ રમણિક! પરણવું અને પછી આમ પરણનારી ઉપર પિતાની ઇચ્છાને આધીન થઈ વૈરાગ્ય લાવવો એમાં તો મને આપણા જુવાનોની લાક્ષણિક નબળાઈ—બીનજવાબદારી જ જણાય છે. કમળા બીચારી સોસાઈ જતી હશે.' રમણિક ભભૂકી ઉઠેલો: 'સોસાઈ જતી હશે? કમળાને જોઈ મને એ ખૂની વકીલને ફાંસીએ લટકાવું એમ થઈ આવે છે. પાંચ સાત લાખ રૂપિયા કેટલાનુંએ સત્યાનાશ વાળી એ ગોલાએ ભેગા કર્યા છે. આજે મારી ભાણેજ પાસે આખા ઘરનું વૈતરું કરાવે છે. ભઠિયારાનું અને નોકરનું બધુંએ કમળાને માથે. એની પેલી સાસુ ગોલી ઘેર હોય છે ત્યારે માંદી પડે છે અને સાજી થાય છે એટલે જાત્રાએ જાય છે. અરે, હું હમણાં કમળાના ઘેરે—અરે કમળાનું ઘર શાનું એને રીબાવવાનું કેદખાનું—ગયો હતો. બિચારી ઓટલા ઉપર બેસી મરચાં ખાંડતી હતી. મને જોઈ તેની આંખમાં આંસુ આવી ગયાં. મેં એની સાસુને મારા ઘેર થોડા દિવસ એને મોકલવા

કહ્યું. મને કહે છે કે ' લઈ જાઓ, એ રહી તમારી કમળા.' કમળા કશું બોલ્યા વિના ઓરડામાં ગઈ અને બીજાં મરચાં લાવી ઓટલે બેસી ખાંડવા માંડી. મેં કમળાને ઘાંટો પાડી કહ્યું: ' ચાલ કમળી થા ઊભી. ફેંકી દે એનાં મરચાં.' કમળી ધ્રૂજી ઊઠી; અને ચીસ પાડી બોલી: ' ઓ મામા ભઈસાબ જતા રહો. મારે નથી આવવું.' હું ગુસ્સામાં ઓટલા ઉપરથી કૂદકો મારી ચાલવા લાગ્યો. મારી પછવાડે અવાજ આવ્યો : ' જોયો ના હોય તો મોટા બાદશાહના ઘરનો દીકરો. અહીં શેનો મિજાજ કરે છે! ખબરદાર છે કમળી એ સુધરેલા વંઠેલા વાજાને ઘેર ગઈ છું તો.' આ પછી મેં કમળી સામું ન જોવાનો નિશ્ચય કર્યો છે." રમણિકની આંખમાંથી આંસુનું ટીપું પડ્યું. હું મુંઝાઇ ગયો.

કમળાને સીમંત છે એની ખબર કોણે કહેલી? રમણિકે તો કમળા વિષે ઘણા મહીના થયા મને કાંઈ કહ્યું જ નથી. હાં હાં ' રમણિકની સ્ત્રીએ. રમણિકનાં બહેન, રમણિક સીમંતવિધિ વખતે હાજર ન રહેલો એથી રીસાયાં છે એમ એણે કહેલું. મને મનાવવા જવા કહેતી હતી. . . અને એ આ કમળા? ભદ્રમુખી કમળા ક્યાં લુપ્ત થઈ ગઈ? હિંદુ સંસારસાગરમાં! અને એ મહાસાગર આવી કેટલી યે મંગલમુખીઓને ગળી ગયો છે? એને ચૈતન્યના ઉલ્લાસ ગમતા નથી? કેટલાં કેટલાંનાં આંસુથી એ ભરાયો છે? હિંદુઓ સંસારસાગરને ખારો શા માટે ન માને? કમળાએ મારા સામુ જોઈ નજર કોઈ અકલ્પ્ય વેગથી પાછી ખેંચી લીધી! મારી ઓળખાણ સ્વીકારવી એને ન ગમી! એના મામાનો, ભાઈ સમો મિત્ર–મને એ કમળા મામા નહોતી કહેતી! ઓહો! એ દૃષ્ટિપાતની પાછળ અનન્ત અસહાય દુઃખ દેખાય છે. અસહાય દુઃખ! મામો કંઈ ન કરી શકે તો મામાનો મિત્ર શું કરી શકે? હિંદુસંસારમાં

પરણેલી સ્ત્રી નિરાધાર છે....પિતા હોય–ભાઈ હોય–મા હોય–બહેન હોય–મામા હોય–મારા જેવા મામાના મિત્ર હોય! પણ તે શું કરે! તે કોઈની મદદ લઈ શકે નહિ. કાં તો દુષ્ટ થાય–કાં તો ચિમળાઈ જાય!. . . કમળાની આંખે ઓળખાણે ભૂલી જવા પ્રયત્ન કર્યો! શા માટે ન કરે – કમળા! કમળા! કમળ ચીમળાઈ ગયું? . . .

દાકતરે ખુરશીને અઢેલી કહ્યું: "કાંઈ વિચારમાં પડી ગયા લાગો છો! અરે શેરબજારના દેવાળીઆની જેમ આમ ઓઠ શું ફફડાવો છો?" વિચારસ્વપ્નમાંથી જાગી રૂમાલવતી આંખના ખૂણા લૂછી મેં હસવાનો પ્રયત્ન કરી કહ્યું: "અરે ના રે ના. વિચાર શાનો? પણ દાક્તર કેટલા વાગ્યા?" "તમારા સામી જ ઘડિયાળ છે." "અરે અગિયાર થઈ ગયા." છત્રી લઈ ઊભો થઈ ચાલવા લાગ્યો; થોડેક દૂર જતાં વિચાર આવ્યો–કૌમુદી માટે દ્રાક્ષ લાવવાની છે. અરે પણ કૌમુદીની દવા? દવા હું દવાખાનામાં જ ભૂલી ગયો હતો. લેવા ગયો ત્યારે દાકતર મારી મુરખાઈ ઉપર હસી પડ્યા. હું યે શીશી લેતાં લેતાં હસવા લાગ્યો અને ચાલ્યો. 'અરે પણ કમળાનું આટલું શું દુઃખ? આ મારી ગોમતીબહેનને એનાથી એ ખરાબ છે. અને બીજા એવા કેટલાએ દાખલા છે.' મને પ્રમાણ-શાસ્ત્રનો બહુ શોખ છે, એટલે મારું ચિત્ત આવા અનેક દાખલાઓ શોધી તે ઉપર એક સિદ્ધાંત તારવી તેની તત્ત્વમીમાંસામાં પડી ગયું; અને મારો પુણ્યપ્રકોપ એ તત્ત્વમીમાંસામાં શમી ગયો.

"એ ભાઈ, દ્રાક્ષ કેમ પાશેર આપી?"

☆

# બે મિત્રો

**ચંદુલાલ** જાની મરીન લાઈન્સ સ્ટેશન પાસેના ફૂટપાથ ઉપરથી ઉતાવળે ઉતાવળે એક હાથે પોટલું અને બીજા હાથે ચારેક વરસનું છોકરું ખભા સરખું રાખી સડક ઓળંગી સામેના ફૂટપાથ ઉપર આવી પહોંચ્યા. તેમણે છોકરાને નીચે ઉતારી પોટલું જરા ઠીકઠાક કરી રૂપાની ફ્રેમવાળાં ચસમાં સમાં કરી છોકરાને બરાબર તેડી આગળ ચાલવા માંડયું. ત્યાં તેમની પાછળ આવતી એક મોટર તેમની આગળ થઈ અને કોઈકે ડોકું બહાર કાઢી કહ્યું: "હેલો ચંદુલાલ ?" ચંદુલાલે નજર એ તરફ ફેરવી "શ્યામલાલ કાજી ?" મોટર ઊભી રહી. ચંદુલાલ મોટર પાસે ગયા. શ્યામલાલે છોકરો લઈ લીધો. તેના ગાલ ઉપર બચી કરી ચંદુલાલને હાથ ઝાલી મોટરમાં ખેંચી લીધો. મોટર ચાલી.

ચંદુલાલ જરા સંકોચથી બેઠા હતા. મોટરની નરમ બેઠક ઉપર કેટલો ભાર દઈ બેસવું એનો અભ્યાસ ન હોવાથી તેનાથી

ઈ. સ. ૧૯૨૬ : પ્રસ્થાન, ફાગણ ૧૯૮૨

કઢંગી રીતે કોઈ વાર ઉછળી જવાતું. શ્યામલાલે પૂછ્યું: "ચંદુભાઈ, આમ અકસ્માત ક્યાંથી? અને કેટલાં વરસે?" "તમે બેરિસ્ટર થઈને આવ્યા ત્યારે તમને લેવા આવ્યો હતો. આપણે દેશમાં સાથે ગયા હતા. અઠવાડિયું ભેગા રહ્યા હતા." છોકરો શ્યામલાલના ખોળામાંથી ચંદુલાલના ખોળામાં જવા મથતો હતો. શ્યામલાલે થોડીકવાર તેને મજાકમાં પકડી રાખી ચંદુલાલના ખોળામાં મૂકી દીધો. ચંદુલાલ બાળકને ખોળામાં લઈ તેના વાળ ઉપર આંગળીઓ ફેરવવા લાગ્યા. શ્યામલાલે સુભદ્રા ભાભીની ખબર પૂછી. "ગુજરી ગઈ" ચંદુલાલે કહ્યું. "ક્યારે?" "છ માસ થયા." બન્ને જણાએ થોડીક વાર મૌન રાખ્યું.

મોટર કોમ્પાઉન્ડમાં પેઠી, પગથિયાં આગળ ઊભી રહી. યશોદા—શ્યામલાલનાં પત્ની પોતાની નાની છોકરીને તેડી બારણામાં ઊભાં હતાં. "ચંદુભાઈ, તમે ક્યાંથી?" "રસ્તામાંથી બારિસ્ટર સાહેબે પકડી લીધો" સહજ સ્મિતથી ચંદુલાલે જવાબ આપ્યો. યશોદાએ છોકરી શ્યામલાલને આપી ચંદુલાલના હાથમાંથી છોકરો લઈ લીધો. નોકરે પોટલું લઈ અંદર મૂક્યું. યશોદાએ સુભદ્રા-બહેનની ખબર પૂછી. શ્યામલાલે ઉત્તર આપતાં યશોદાનું ગળું રુંધાઈ ગયું: "હેં હેં શાથી?" "સુવાવડમાં" ચંદુલાલે જવાબ આપ્યો. યશોદાની આંખો આંસુથી ભરાઈ ગઈ.

બધાં અંદર ગયાં. ચંદુલાલને કોચ ઉપર બેસાડી શ્યામલાલ અંદર કપડાં બદલવા ગયા. યશોદા છોકરાને તેડી છોકરીને આંગળીએ ઝાલી અંદર જવા લાગી. બાળક સહજ સ્નેહભાવ સમજતું હશે? કશી પણ આનાકાની વગર યશોદા સાથે તે અંદર ગયો. પણ છોકરીને આ—પોતાનું સ્થાન પડાવી લેનાર—છોકરા તરફ સહાનુભૂતિ

ન હતી. તેણે ચાલવું બંધ કર્યું. ચંદુલાલ એ જોઈને જરા હસ્યા. યશોદા બન્ને બાળકોને આંગળીએ ઝાલી અંદર લઇ ગઇ.

"ચંદુભાઈ, કપડાં ત્યાં ખીંટીએ ભરાવી અહીં અંદર જ આવો," શ્યામલાલે બાજુના ખંડમાંથી કહ્યું. ચંદુલાલ ખાદીની ટોપી ખીંટીએ ભરાવી અંદર ગયા. બન્ને મિત્રો સામસામા આરામ-ખુરશીમાં પડયા. વચમાં નાનું ટેબલ હતું. તેના ઉપર ચીરૂટની રાખ નાંખવાની નાજુક રકાબી હતી. શ્યામલાલ ધૂમાડાના ગોટા સીલીંગ તરફ ચઢાવતા હતા. થોડીકવાર બન્ને શાન્ત બેઠા. વર્ષોનો અન્તરાય સરવા લાગ્યો. સહચાર પ્રત્યક્ષ થયો. શ્યામલાલે ટટાર થઇ વાત શરૂ કરી:

"ચંદુ, બહુ શીકો નબળો પડી ગયો છું." ચંદુલાલ હસ્યો. "આ આમ બાવા જેવો એક હાથમાં છોકરું અને બીજા હાથમાં પોટલું લઈ કયાં જતો હતો?"

"બોરીબંદર સ્ટેશન ઉપર."

"પણ તારો રસ્તો તો એ તરફ ન આવે!"

"ઘણાં વરસે મુંબઈ આવ્યો એટલે ભૂલ થઈ હશે."

"બોરીબંદર કેમ?"

"પૂના મેઈલમાં જવું હતું."

"કેમ?"

"હીરાબહેન પાસે છોકરો મૂકવા."

"હીરાબહેન હજીએ પૂને જ છે?"

"હા."

શ્યામલાલને વિચાર આવ્યો કે 'આમ પરગામ જવા નીકળેલો પોતાનો મિત્ર કંઈ પણ આનાકાની વિના તેની સાથે આવ્યો અને

જાણે ક્યાંઈ પણ ન જવું હોય એમ નીરાંતે બેઠો છે. આ ચંદુ જે પોતાનું ધાર્યું કોઈ પણ ભોગે કરતો—જેને ઉપહાસ કે ભય રોકી ન શકતાં—તે દિવસે કોલેજમાંથી પગરસ્તે ચાલીને શિવાજીના કિલ્લા જોવા નીકળેલો—સાથીઓની જરા પણ પરવા કર્યા વિના—મારું કહ્યું પણ નહિ માનેલું—ચાર દિવસની રજા પૂરી થયા છતાં પાછો નહિ આવેલો—સુપરિન્ટેન્ડન્ટે કારણ પૂછતાં જણાવેલું કે 'શિવાજીના કિલ્લા ચાર દિવસમાં પૂરેપૂરા ન જોવાઈ રહે.' સુપરિન્ટેન્ડન્ટે બીજે દિવસે હોસ્ટેલમાંથી નીકળી જવાનું કહેતાં—તત્કાલ જ—રાતના દશ વાગ્યા હતા—પોતાનો સામાન ઉપાડી આખી રાત જીમખાનાના ઓટલા ઉપર પડી રહેલો: આ દઢતાની—બળવાન સંકલ્પની મૂર્તિ સમો—ચંદુ જાણે મારે ઘેર જ આવતો હોય એમ આવ્યો—રસ્તામાં પણ વાત ન કરી; અને અત્યારે—ઓહો એનાં ભવાં આટલાં બધાં વ્યગ્ર કેમ છે—શું શોધે છે—વિચારે છે—પડ્યો પડ્યો શેમાં લીન થયો છે ?'

"ચંદુભાઈ" શ્યામલાલ ધીમેથી બોલ્યા.

"સુભદ્રા" કહી ચંદુલાલ ટટાર થયા. આંખનો ખૂણો લૂછી—"હાં, શું છે શામુભાઈ."

શ્યામલાલ ચકિત થયો. એને ન સમજાયું—ચંદુલાલના સામું જોઈ રહ્યો—કાંઈક સમજાયું.

ચંદુલાલે વાત કરવા પ્રયત્ન કર્યો: "કામકાજ કેવું ચાલે છે ?"

"ઠીક, ઠીક" શ્યામલાલે જવાબ આપ્યો.

શ્યામલાલને ચંદુલાલનો સુભદ્રા વિષેનો ગાઢો પ્રેમ સ્મરણમાં આવ્યો: "શુકલતીર્થ ગયા હતા. ચંદુલાલને કોઈકે ખબર આપી કે સુભદ્રા તેનાં માતપિતા સાથે અંકલેશ્વર જાય છે. તે સમયે અમે જુનિયર

ક્લાસમાં હતા. સગાઈ તાજી જ થએલી હતી–અને એની સગાઇયે કેવી વિલક્ષણ રીતે થએલી. રજાઓમાં ઘેર ગએલા. સુભદ્રાના પિતા સુભદ્રા સાથે એના ઘેર મેમાન હતા. અને નવલકથાઓ અને નાટકોમાં વાંચીએ છીએ એમ–અને ચંદુની વિલક્ષણ રીતે ભય અને શરમ વિના–પૂર્વ પરિચિત હોય એમ બન્ને જણાંએ સવારથી સાંજ સુધી વાતો જ કર્યાં કરી. ચંદુની માએ જોયું અને સમજી,–કાં તો દીકરો ગુમાવવો કે કાં સુભદ્રા મેળવવી. સુભાગ્યે બધું સિદ્ધ થઈ ગયું; અને હું સાંજે ફરવા બોલાવા ગયો ત્યારે ભાઈસાહેબ ખુરશી ઉપર વોટસનના 'કાન્ટ એકસપ્લેઈન્ડ' ને તળે રાખી બેઠા બેઠાં વાતો કરતા હતા. મને પોતાની માશુક બતાવી. સુભદ્રાને અમારી સાથે ફરવા આવવા કહ્યું–પણ સુભદ્રાએ ના પાડી. પછી સુભદ્રા બાપ સાથે એના ઘેર ગઈ હતી. ત્યાર પછી અમે શુકલ-તીર્થ મોજ કરવા ગયા હતા.–ચંદુલાલે ખબર સાંભળી અને પૂછયું: 'ઝઘડીઆ સ્ટેશન થઈને?' સીધો જ નર્મદાના કાંઠે આવી ઊભો. અમે બધા એની પછવાડે ગયા. નર્મદાનાં પૂર ચઢયાં હતા. પનાઈવાળો એટલામાં મળે નહિ, અમે આમ તેમ તપાસ કરતા હતાં. એટલામાં ચંદુએ કપડાં કાઢી નદીમાં ઝંપલાવ્યું. અમે બધા જોઇ જ રહ્યા–મૂઢ થઈ ગયા! ચંદુ સામે કાંઠે પહોંચે એટલી વાર ઊભા રહ્યા. થોડી વારે પનાઈવાળો આવ્યો તેની સાથે ચંદુનાં કપડાં મોકલ્યાં: ચંદુને કપડાં પહેરી દોડતો જોઈ અમે પાછા આવ્યા. મેં ઉતારે આવી અમારા ધનસુખશંકરભાઈને માર્લો કવિનું હીરો અને લીએન્ડર વંચાવ્યું. ચંદુ પાછો આવ્યો એટલે અમે બધા એની લીએન્ડર કહી મશ્કરી કરતા–અને હું પૂછતો કે 'હીરો દીઠી કે નહિ? કે તે દિવસે ફરવા આવવા ના પાડી હતી એમ આજે મોઢું ઢાંકી દીધું?'–"

એ રીતે શ્યામલાલના ચિત્તમાં સ્મરણોનું પૂર ઉભરાવા લાગ્યું; અને ચંદુલાલની પ્રકૃતિ અને વિકૃતિ સમજાવા લાગી. 'શોકની વૃત્તિએ એની બીજી બધી વૃત્તિઓને શિથિલ કરી નાખી હતી. જે દઢતા બાહ્ય પરિસ્થિતિને પહેલાં કબજે કરતી તે આજે એવી વિલક્ષણ રીતે પરિણામ પામી હતી કે બહારની સાદામાં સાદી બાબત પણ એને વશ કરતી હતી. અને છતાં સામે મૂઢ જેવા પડેલા ચંદુના મુખ ઉપર હઠીલાઈની રેખાઓ જરા પણ બદલાઈ ન હતી. જાણે હઠપૂર્વક જે પાછું નથી આવવાનું એની પ્રતીક્ષા કરતો હોય એવો એ દેખાય છે. પણ અમે જે આ મોટી હનુવાળાને હનુમાન કહી–વજ્રાંગ કહી–સેન્ડો કહી બનાવતા–તે આજે આ હાડકાનો માળો થઈ ગયો છે! પણ આમાંથી એ શી રીતે મુક્ત થાય! દુન્યવી ચીજ હોત તો એણે જ રસ્તો શોધ્યો હોત. પણ સુભદ્રા કાંઇ પાછી આવવાની છે!' ચંદુની પ્રકૃતિ સમજાતાં, એને શોકમાંથી મુક્ત કરવાની પોતાની અશક્તિ સમજાતાં શ્યામલાલને જરા ચીડ ચઢી, આવી પ્રકૃતિવાળાઓ ઉપર ચીડ ચઢી, અને એક કઠોર વિચાર ચિત્તમાં ઉદય પામ્યોઃ 'આવા તંતીલા માણસો દુઃખી થવાને જ સરજાએલા હોય છે.' વિચાર આવ્યો એવો શમી ગયો. વકીલાતથી પ્રકૃતિ કઠણ થવા લાગી હતી, પણ શ્યામલાલ હજી વૃદ્ધ થયા ન હતા–ફોજદારી કેસો ઘણા ચલાવ્યાથી જેમ કેટલાક ઘરડા વકીલોની મુખાકૃતિ ગુનેગાર જેવી થઇ જાય છે, એ સ્થિતિએ તે હજી પહોંચ્યા ન હતા. ચંદુ પોતાનો સમોવડીઓ અને ગોઠીઓ હતો. પોતાના નિર્દય ડહાપણ માટે તેમને કાંઇક શરમ આવી.

યશોદા બાળકને લઈ સામેના ઓરડામાંથી આવી. બાળક જાણે મા પાછી મળી હોય એમ સુખી દેખાતો હતો. ચંદુલાલને બાળકને સુખી અને પ્રસન્ન જોઈ કાંઈક દ્વેષ થયો–'માણસ સ્વાર્થી જ

ઘડાયું છે!' પણ સુભદ્રાની નાનકડી મૂર્તિ જેવા બાળક ઉપર એ ભાવ અવલમ્બી શકે એ અશક્ય હતું. તેને યશોદા માટે કૃતજ્ઞતા અને માનની લાગણી થઈ—તેના સાચા, પોતાના જ બાળકમાં મર્યાદિત ન થતા—એવા ઉદાર માતૃહૃદય માટે. યશોદા એક નાની ખુરશી ઉપર બાળકને બેસાડી તેની સાથે પોતે ચંદુલાલની સામે ખુરસી ખેંચી બેઠી.

"ચંદુભાઈ કાંઈ લેશો, ચહા—કોકો—કૉફી?" થોડીવાર પછી "જસુબહેન—જે હશે તે લઈશ."—ચંદુલાલ મિત્રની પત્નીઓને કદી ભાભી કહેતો નહિ.

થોડીવાર પછી ચહાની કીટલી વગેરે આવ્યાં. યશોદાએ બાળકના હાથમાં પૂરી આપી તેના આગળ દૂધનો પ્યાલો મૂકી બીજા બે પ્યાલામાં ચહા બનાવી બન્ને આગળ મૂકયા. અને બાળકને ખાતાં અને પીતાં ફાવતું ન હોવાથી તેની પાસે નીચે ઘુંટણીએ બેસી તેને ખવડાવવા લાગી.

"ચંદુભાઈ હાલમાં કયાં છો?" યશોદાએ પૂછયું. પ્યાલો ટેબલ ઉપર મૂકી "હાલમાં તો કયાંઈ નથી. સુભદ્રાના ગયા પછી નાતના લોકોથી બચવા આમ તેમ ફર્યા કરું છું."

"સુભદ્રાબહેનનું કયે ગામ—?"

"—તાલુકામાં એક ગામ છે, તમને એની કાંઈ ખબર નહિ પડે" ચંદુએ યશોદાના મુખ ઉપર કાંઈ પણ ન સમજાતું હોય એવો ભાવ જોઈ કહ્યું.

"ત્યાં કેમ જવું પડયું હતું?" શ્યામલાલે પૂછયું, "તમે તો બાદમાં કોઈ રાષ્ટ્રીય શાળાના હેડમાસ્તર—આચાર્ય હતા એમ કયાંક વાંચ્યું હતું."

"હા હતો, પણ ત્યાંના લોકનાયકોને મારા કેળવણી વિષેના વિચારો ન ગમતા. એટલે તેઓ મને બીજી અનેક રીતે હેરાન કરતા. એકવાર તેઓએ મારા ઉપર અપ્રામાણિકતાનો છૂપો આરોપ મૂકી પોતાની લાગવગથી શહેરમાં ગપ્પું પણ ફેલાવી દીધું. મેં તેમને કહ્યું કે હિસાબ તપાસો. ત્યારે તેઓએ કહ્યું કે હિસાબ તો ગમે તે રીતે રાખી શકાય. મને ખૂબ ચીડ ચઢી—મારાથી ન રહેવાયું—મેં ઊઠતાંને તુરત જ એ બોલનારના મોં ઉપર લગાવી દીધી. ખૂબ હોહા થઈ ગઈ. મેં રાજીનામું આપી નિશાળ છોડી દીધી. એ નિશાળમાંના કેટલાક—ગામના છોકરાઓ મને બહુ ચાહતા હતા. તેઓએ મારી સાથે નિશાળ છોડી દીધી અને મને પોતાને ગામ આવવા કહ્યું."

યશોદાએ પૂછ્યું: "બીજી ચ્હા લેશો ?" ચંદુ એના કહેતાં નોકર પાસે કીટલી વગેરે લેવડાવી, બાળકને મોં ધોવા અંદર લઈ ગઈ.

શ્યામલાલે, યશોદાના ગયા પછી, ટકોર કરતા હોય એમ પૂછ્યું: "અરે તમારા મહાત્મિક બોર્ડમાં પણ આવા માણસો હોય છે ?"

ચંદુલાલે સખતાઈથી કહ્યું: "દરેક જગ્યાએ વકીલો —" શ્યામલાલની બરાબર સામું જોઈ "આપના નાતીલા જ વકીલ બંધુઓ —"

"મહાત્મા ગાંધી પણ બૅરિસ્ટર હતા,' શ્યામલાલે હસીને કહ્યું, "વારુ આગળ ચલાવો."

ચંદુલાલના ચિત્તમાં બનેલા બનાવો તાજા થવા લાગ્યા. મનમાં આવેશ અને તોફાન ઊભાં થયાં. ચંદુલાલનું મન જ્યારે બીજી બાબતોમાં વ્યગ્ર થતું ત્યારે સુભદ્રા નથી એ સ્મરણ એ બનાવ એના મનમાંથી સરી જતું. હજી યે એનું મન

ગ્રહણ કરવાની ના પાડતું હતું; અને બીજા ભાવોમાં બાહ્ય પરિસ્થિતિને લીધે મન રોકાતાં સુભદ્રાનું મરણ જાણે ન જ થયું હોય એમ એ વર્તતો. પોતાના સહાધ્યાયી મિત્ર, જેની સાથે કૉલેજમાં અને પછી અનેક ચર્ચાઓ કરેલી, વર્ગમાં પોતા કરતાં ચડિયાતા મિત્રને પોતાની વધારે પ્રભાવશાળી બુદ્ધિનું ભાન કરાવેલું એ મિત્રની સાથે વાતચીતનો પ્રસંગ આવતાં જૂની ટેવ પ્રમાણે ચંદુલાલના ચિત્તમાં ઉત્સાહ સ્ફુરવા લાગ્યો. “ હાં પછી એ ગામમાં જઈ નિશાળ કાઢી. મેં ગામના લોકોને કહ્યું, ‘ બે મહિના સુધી પગાર નહિ જોઈએ. તમે લોકો એક મકાન અને આગળ થોડીક ખુલ્લી જગા આપો અને સરસામાનનો ખર્ચ આપો.’ સુભદ્રાએ શહેરમાં મળતા પગારમાંથી હું ન જાણું એ રીતે બસો રૂપિયા બચાવ્યા હતા. અમે–બાદ છોડયું ત્યારે મારી પાસે છેલ્લા પગારના દશ રૂપિયા બાકી હતા. અને ઘરના ભાડાવાળાને પંદર રૂપિયા આપવાના હતા. તે વખતે સુભદ્રાએ બે નોટો સો સોની મારા હાથમાં મૂકેલી. ‘ ત્રીજા મહિનાથી માસિક ચાલિસ રૂપિયા હું લઈશ, ’ એમ મેં એ ગામના લોકોને કહ્યું. ગામની એક ધર્મશાળા નિશાળ તરીકે મળી. ત્યાં અમારા શહેરી વકીલબંધુના કેટલાક સાગરિતો એ ગામમાં ફંડ ઉઘરાવા આવ્યા. મેં કહ્યું, ‘ આ ગામ ગરીબ છે, એ એક શાળા ’ ચલાવે તો ય બસ, ’ પેલા લોકો ચીડાયા અને પાછા ગયા. પણ એમના પાછા ગયા પછી કાંઈ ન સમજાય એ રીતે ગામમાં મારા વિષે અસંતોષ ફેલાવા લાગ્યો ત્યાંના એક વાણિયાને–મનસુખભાઈ કે એવું કંઈક નામ હતું નિશાળ સમિતિનો પ્રમુખ બનાવ્યો હતો. નિશાળમાં કેટલોક સામાન આવેલો તેનું બિલ ચૂકવવાના પૈસા આપવા એણે ના પાડી. બહાનું સિલક નથી એમ કાઢયું. મેં પૈસા ભરનારાની ટીપનું કાગળિયું કાઢયું. મનસુખભાઈએ પચાસ રૂપિયા આપવા લખેલું. મેં પૂછ્યું

તમારા બધા પૈસા આવી ગયા ? ' પાંચ તો ભર્યા સે ધીમે ધીમે ભરીશું. માસ્તર ઈમાં આંખ્યો શાની કાઢો સો ?' મેં કંઈ જવાબ ન આપ્યો. ચાલિસ રૂપિયાનું બિલ મારી પાસેથી ચૂકવ્યું. "

" ત્યાં તમને ખરચ કેટલું આવતું ?" શ્યામલાલે પૂછ્યું.

" ખર્ચ અમને ત્રણ જણને–ખર્ચ માટે તો આ નન્દન પણ એક જણ ખરો ને–ત્રીશેક રૂપિયા આવતું. પણ સુભદ્રાએ પોતાની સ્થિતિનો વિચાર કરી કેટલોક સામાન આગળથી ભરી લીધો હતો એટલે સોએક રૂપિયાનું ખર્ચ થઈ ગયેલું. "

" પછી એ ચાલિશ રૂપિયા તમને મળ્યા કે નહિ ? "

' હજી સુધી તો મળ્યા નથી. નિશાળ કાઢ્યે મહિનો સવા મહિનો થયો હશે. નિશાળમાં કામ થઈ રહ્યા પછી હું ઢેડવાડે છોકરા લેવા જવા લાગ્યો. મને રોજ સાંજે પણ નાહવાની ટેવ એટલે ગામના લોકો ધારતા કે હું ન્હાઉં છું તો ખરો ને ! એક ઢેડે પોતાનો છોકરો મોકલવા હા પાડી, 'પણ બાપજી તમે આવીને લઈ જાઓ તો.'

" એને ગામના પાટીદારોનો ભય લાગતો હતો. હું સવારમાં નિશાળે જતાં પહેલાં ઢેડવાડે જઈ એક છોકરાને લઈ આવ્યો. છોકરા માટે સુભદ્રાએ ખાસ સીવેલાં કપડાં તેને પહેરાવી તેનો હાથ ઝાલી નિશાળે લઈ ચાલ્યો. ચૌટાના લોકો જરા આશ્ચર્યથી જોઈ રહ્યા. પણ કપડાં ચોખ્ખાં હોવાથી તેઓ કાંઈ સમજી શક્યા નહિ. પણ સાંજ પડી ત્યાં તો નિશાળ સમિતિના બધા સભ્યો આવી પહોંચ્યા. તેમને માટે બહાર ઓટલા ઉપર પાથરણું બિછાવવા ઢેડના છોકરાને મેં મોકલ્યો. તે બધા ઊભા જ રહ્યા. હું વર્ગ પૂરો કરી બહાર ગયો. મેં કહ્યું ' આવો બેસો ' એમ કહી ચટાઈ ઉપર બેઠો. બધા ઊભા જ રહ્યા; એક જણે બીજાને કહ્યું કે ' એ તો શણની છે, કોંઈ વાંધો

નહિ.' બધા બેઠા. લક્ષ્મીનારાયણ નામના એક બ્રાહ્મણે પૂછ્યું, 'માસ્તર આ શું?' મેં કહ્યું, 'તમને પહેલેથી તો કહ્યું હતું. નિશાળ નહોતી કાઢવી.' બધા એક બીજા સામું જોવા લાગ્યા. લક્ષ્મીનારાયણે કહ્યું, 'એ આ મનસુખભાઈએ હા પાડી હશે. એમને શાવકને શું?' મનસુખભાઈ ચીડાયાઃ 'તમારા બ્રાહ્મણ કરતાં હારા, આખો દાડો પાંણી ઢોળઢોળ કરો એટલે ચોખા થઈ ગયા.' ત્યાં એક પાટીદારનો છોકરો–એણે માથે ધોળા ડકની ગાંધી ટોપી પહેરી હતી અને એમ માનતો હતો કે બધા એને ખાદીની ગણે છે–ગોરજીઓ અને ઢુંઢીઆના સાધુઓ સંબંધે કાંઈ કહેવા જતો હતો. મેં એને બોલતો બંધ કરી કહ્યું, 'આપણા નિયમો લાવી આપું? તે ઉપર આપની બધાની સહી છે.' ત્યાં એક ગરાસિયાએ કહ્યું, 'પણ તે અમને શી ખબર કે તમે હાચોહાચ ઢેડીઓ ઘાલશો.' હું બધાની સામે ચકિત થઈ જોઈ રહ્યો. બધાનાં મોઢાં એ જ કહેવાને ઇચ્છતાં હતાં. ત્યાં લક્ષ્મીનારાયણ અને મનસુખભાઈ બાજુ ઉપર જઈ કાંઈ વાત કરી આવ્યા. મનસુખભાઈએ કહ્યું, 'કૅાઈ નહિ કૅાઈ. એમાં હું?' લક્ષ્મીનારાયણે બધાને બાજુએ બોલાવી વાત સમજાવી દીધી. પાટીદારનો છોકરો બોલી ઊઠ્યો, 'એ મારું કામ.' લક્ષ્મીનારાયણે એનો હાથ દબાવી ચૂપ રાખ્યો. મને વહેમ આવ્યો પણ મને એ લોકોની પરવા ન હતી. બધા ઊઠ્યા અને રામ રામ કરી ચાલ્યા. બીજે દિવસે ઢેડનો છોકરો નિશાળે ન આવ્યો. હું સાંજે ઢેડવાડે ગયો. ઢેડે મોકલવા ના પાડી. મેં પૂછ્યું, 'કેમ?' 'અમને મારી નખાવા અહે?' 'કેમ?' ધનિયાને પાટીદારના છોકરાએ સખત મારેલો, અને ઢેડને પણ મારેલો એ બધી હકીકત તેણે જણાવી. હું ચીડાઈને ચાલ્યો ગયો. થોડા દિવસ ગયા હશે ત્યાં ગામમાં પેલા શહેરના એક અગ્રણી આવ્યા. મારે ઘેર જમ્યા. એમના ગયા પછી ગામમાં ખટપટનું જોર વધ્યું. મનસુખભાઈ મારી પાસે

નિશાળના ખર્ચનો હિસાબ માગવા આવ્યા. મેં કાચી નોંધ બતાવી. 'માસ્તર હિસાબ આમ રખાતા હશે. આવી ખબર હોત તો નિશાળ કાઢત જ નહિ. આ બધું નકામું ખરચ શીનું ? નકશાનું તે વળી ચમનું કરવું 'તું. અમારે ગાંમડા ગાંમમાં આ બધું પોહાય નહિ.' મેં કહ્યું, 'નકશાનું બિલ મેં ચૂકવ્યું છે.' 'તે તમે ઓછા સોડી દેશો.' 'નહિ લઉં, કેમ સંતોષ થયો, શેઠ ?' શેઠ કાંઈ કાંઈ બોલવાનું યાદ કરતા હોય એમ લાગ્યું. બેચાર એ અને હું ન સમજીએ એવા શબ્દો બોલ્યા. મને થયું કે વાણિયો કાંક પાઠ ભજવે છે. એ બધાનું મૂળ પેલા શહેરી લોકનાયક લાગ્યા. પાટીદારના છોકરાને બેચાર સવાલો પૂછી ખાત્રી કરી લીધી.

ત્રીજો મહિનો શરૂ થયો. મારા પૈસા બધા ખૂટી ગયા. ત્રીજે મહિને પગાર આપવાનું કબૂલ થયું હતું. પણ દિવસે દિવસે નિશાળમાંથી છોકરા ઓછા થવા લાગ્યા. સુભદ્રાની સુવાવડ નજીક આવતી હતી. મેં ઘેર પૈસા માટે લખ્યું. હીરાબહેનને આવવા પણ લખ્યું. આઠમો મહિનો પૂરો થવા આવ્યો હતો. હું આગળથી અડધો પગાર મનસુખભાઈની દુકાને લેવા ગયો. વાણિયાએ કહ્યું, 'ફંડ ખાતે સિલક નથી.' પાછો આવ્યો. રાતે સુભદ્રાને ઓચિંતુ દર્દ ઊપડ્યું. દીકરી અવતરી. એકબે વિદ્યાર્થીઓ મારે ઘેર રહેતા હતા. એકને મોકલી દઈયણ બોલાવી. દઈયણે કેટલીક ચીજો મંગાવી. ખીસામાં કાંઈ ન મળે. એક વિદ્યાર્થી પોતાના પૈસાથી લઈ આવ્યો. બીજે દિવસે સુભદ્રાને તાવ આવ્યો–"

ચંદુલાલ ખુરશી ઉપરથી ઊભો થઈ ગયો. ઉતાવળથી આંટા મારવા લાગ્યો. યશોદા કાંઈ પૂછવા આવી હતી તે બારણામાં જ ઊભી રહી. ચંદુલાલનો અવાજ ઘેરો થઈ ગયો– " અને શ્યામલાલ! દાક્તરને બોલાવા મોકલ્યો. દાક્તરે ફી માગી. ફરીથી એ વાણિયાએ ના પાડી. દાકતર થોડીવાર પછી કોણ જાણે શાથી આવ્યો. મેં એને

ધક્કો મારી બહાર કાઢયો–" ચંદુલાલે બાજુ ઉપરની ખુરશી ઊંધી કરી નાખી. ચંદુલાલ પોતે વાત કરતાં કરતાં બધું ફરીથી જાણે ભજવવા લાગ્યા: "હું સુભદ્રા, તું નહિ બોલે, બચ્ચા નન્દન ! માને બોલાવ. હીરાબ્હેન, હીરાબ્હેન–" શ્યામલાલ ઊભા થયા, ચંદુલાલને હાથ ઝાલી ખુરશી ઉપર બેસાડયો.

યશોદા સામી આવી ઊભી. થોડીક વાર પછી માથું ધુણાવી ચંદુ "કાંઈ નહિ" કહી હસ્યો. "હાં હાં શ્યામુભાઈ વાણિયાના ઘેર ગયો. મેં કહ્યું પૈસા આપો છો કે નહિ. વાણિયો રોકડ ગણતો હતો. મેં રૂપિયા ઉપર નજર નાખી. વાણિયાએ પાંચ રૂપિયા આપ્યા. સુભદ્રાને બાળી આવ્યો. શ્યામલાલ ! સુભદ્રાને મારે હાથે બાળી હોં–હું અને એ કેવી સળગતી હતી ! નન્દન !" યશોદાએ નન્દનને એના ખોળામાં બેસાડયો. ચંદુ આંખો મીંચી તેના માથા ઉપર હાથ ફેરવવા લાગ્યો.

શ્યામલાલ આ વિલક્ષણ દશ્ય જોઈ રહ્યો. જરા ચકિત થયો, એને અણગમો પેદા થયો. આવા ઉદ્દામ ભાવોને શ્યામલાલના જીવનમાં સ્થાન નહતું. કશું પણ વધારા પડતું ન કરવું–અતિ સર્વત્ર વર્જયેત્ એ ડહાપણનું સૂત્ર શ્યામલાલના જીવનપટમાં વણાઈ ગયું હતું. એમના જીવનની સફળતા એટલે કે ધન, પ્રતિષ્ઠા, કૌટુમ્બિક સુખ– આ બધું એમને આ ડહાપણથી વર્તવાથી જ મળ્યાં હતાં. ધીકતો વકીલાતનો ધંધો એમને ભાગ્યે જ લાગણીઓમાં વખત ગુમાવવા દેતો. પત્નીના અવસાનથી થોડાક દિવસ શોક થાય એ એમને માન્ય હતું, પણ આમ ગાંડા જેવા થઈ જવું એ એમને મૂર્ખાઈ લાગતી. ચંદુની પ્રકૃતિથી એ પરિચિત હતા. અને આ પહેલાં અનેકવાર તેને મૂર્ખ ગણ્યો હતો: મિત્ર વિષેની આ લાગણીઓ તેમને પીડતી હતી, તેથી શ્યામલાલ જરાક ચિડાયા પણ ખરા પણ તુરત

જ એમને સમજાયું કે આ ચીડ ચડે છે એનું કારણ ચંદુ વિષે વધારા પડતી લાગણી છે . . . અને આ લાગણીનું બીજ વિદ્યાર્થી જીવનમાં વવાઈ ગયું હતું, જીવનમાં હિસાબ ગણતાં શીખ્યા તે પહેલાં ! સફાઈથી વહેતા જીવનમાં આવા અણધાર્યા વિક્ષેપથી શ્યામલાલ અસંતુષ્ટ થયા. એમના જીવનમાં એમણે અન્ય સંબંધીઓને દુઃખી અવસ્થામાં નહિ જોએલા એમ નહિ, પણ દરેક તરફ એ માપસર લાગણી બતાવી પોતાના ધંધામાં રોકાઈ જતા, અને જીવનમાં યોગ્ય રસ મૂકી શકતા, પરદુઃખે દુઃખી થવાથી પોતાને ધન્યવાદ આપી શકતા ! પણ આ તો હૃદયમાં વધારે ખળભળાટ કરે, પોતાને સાચેસાચ અસ્વસ્થ બનાવે એવો પ્રસંગ હતો. આ ચંદુ તરફ માપસર અનુકમ્પા બતાવી તેમનું ચિત્ત પોતાના સહજ પ્રવાહમાં વહેવાની ના પાડતું હતું ! આવી આસક્તિમાંથી છૂટવા દરેક ધન–યોગીને પ્રયત્ન કરવો પડે છે. શ્યામલાલે પણ સફળતાપૂર્વક પ્રયત્ન કરેલો, પણ આજે તેઓ મૂંઝાતા . . . હતા ધીમે ધીમે મિત્ર તરફ અણગમો થવા લાગ્યો, અથવા એમ નહિ–મિત્ર તરફ નહિ–હઠીલા અણસમજુ માણસો તરફ અણગમો થવા લાગ્યો.

યશોદા ચંદુલાલ પાસે ઊભી રહી ધીમેથી બોલીઃ " ચંદુભાઈ, ધીરજ રાખો. "

ચંદુ લૂખી આંખે યશોદા સામું જોઈ જરા હસ્યો. યશોદાની સૂચનાથી મ્હોંડું ધોઈ ચંદુલાલ આરામ ખુરશીમાં આંખો મીચી પડયો. શ્યામલાલ તેની સામે ટટાર બેસી જીવનના સિદ્ધાંતોનો વિચાર કરતા હતા. ચંદુલાલને સ્વસ્થ થતો જોઈ પોતે સ્વસ્થ થતા હતા. સહજ રીતે એમના મનમાં ચંદુલાલ અને પોતાની સ્થિતિની સરખામણી થઈ ગઈ. સહાધ્યાયી હતો એટલે જ સરખા-

મણી થઈ; નહિ તો એક પંતુજી અને પ્રતિષ્ઠિત બૅરિસ્ટર વચ્ચે સરખામણી શી રીતે સંભવે? અને આ સરખામણીમાંથી એમને આત્મસંતોષ થયો! "ચંદુલાલે રાષ્ટ્રસેવાને બહાને જિંદગી બરબાદ કરી. મારા કરતાં વધારે શ્રીમંત માબાપનો દીકરો, બુદ્ધિમાં પણ કોઈથી ન ઊતરે એવો—અને છતાંએ એ થર્ડક્લાસ અને સેકન્ડ ક્લાસ. બસ એ ત્યારથી જ એવો હતો. કશાનું માપ નહિ. પરીક્ષા માટે કાન્ટના ગ્રંથો આખા વાંચવાની શી જરૂર હતી? અને છતાં આખું 'ક્રીટિક ઑફ પ્યોર રીઝન' વાંચી ગયો." શ્યામલાલના મુખ ઉપર સ્મિત આવ્યું. પોતે બી. એ. ફર્સ્ટક્લાસમાં પાસ થયા હતા અને ચંદુ સેકન્ડ ક્લાસમાં પાસ થયો હતો. એમ. એ. માં પોતે ત્રીજા વર્ગમાં અને ચંદુ બીજા વર્ગમાં પાસ શી રીતે થએલો એ એમને પરિણામના દિવસથી તે આજ સુધી સમજાયું ન હતું. પોતે ત્રીજા વર્ગમાં આવ્યા તેનું કારણ પોતે સાથે એલએલ. બી. થયેલા એ લાગ્યું. ચંદુની બીજી એક વિલક્ષણતા સ્મરણમાં આવી; 'હું નાતને માનતો નથી માટે નાતની સ્કૉલરશીપ લઈ ઇંગ્લેન્ડ નહિ જાઉં.' પોતાને પૂછવામાં આવ્યું. ચંદુએ આપેલા જવાબથી એમને મૂંઝવણ થઈ. કારણ કે પોતે પણ અનેકવાર જ્ઞાતિવિરુદ્ધ વિચાર દર્શાવેલા. પણ એમણે વિચ રેલું તો કે નાતની સ્કૉલરશીપ લેવામાં શો વાંધો હોય. ચંદુ સાથે ચર્ચા કરતાં જણાવેલું કે 'તમે નાતની કન્યા કેમ પરણ્યા?' બીજી એક વાર ચર્ચા બી. એ. ની ડીગ્રી લઈ આવ્યા તે જ સાંજે થયેલી સ્મરણમાં આવી. જીવનના ધ્યેય વિષે કોલાબાના દરિયા આગળ વાત ચાલતી હતી. પોતે પ્રથમ વર્ગમાં પાસ થયા હતા, એટલે કાંઈક વધારે આત્મશ્રદ્ધાથી અને ગંભીરતાથી વિચારો જણાવતા હતા: 'જીવનમાં ક્રમ હોય છે. કુટુમ્બ ઉપર સમાજનો આધાર છે. માટે કુટુમ્બના હિતનો વિચાર કર્યા વિના દેશના

કામમાં પડવું એ એક રીતે દેશનું અહિત કર્યા બરાબર છે. જીવનનો ક્રમ સાચવવો જોઈએ.' બીજા બધા મિત્રો આ પ્રથમ વર્ગના વિદ્યાર્થીના વ્યવસ્થિત દેખાતા વિચારો માનપૂર્વક સાંભળતા હતા, પણ ચંદુએ ભેદી નાખે એવો ભાર દઈ કહેલું કે 'હા, વાણિયાઓ માટે એ જ સાચો ક્રમ છે. પણ દુનિયામાં ગણિતનો ક્રમ એ જ એકલો ક્રમ નથી.' શ્યામલાલને આ ઘા સખત લાગેલો. બધા મિત્રો વચ્ચે ક્ષણવાર એ ચૂપ થઈ ગએલા. તેમને એ વખતે લાગેલું કે ચંદુને તેમના પ્રથમ વર્ગની ઈર્ષ્યા આવે છે. પણ પછીથી ચંદુની નિખાલસ વર્તણુકથી તેઓ સ્વસ્થ થયા હતા. પણ એ કેરડાના કાંટાની જેમ અંદર ભોંકાઈ રહેલો કાંટો બહાર નહોતો નીકળ્યો.

અને આજે—બન્ને મિત્રોએ પોતપોતાના વિચારો પ્રમાણે જીવનમાર્ગ પકડયા પછી—કેટલાંએ વરસે જાણે એ કાંટો નીકળતો હોય એમ લાગ્યો—પોતાના ધ્યેયનો વિજય થયો હોય એમ એ સહજ સરખામણીમાંથી જણાઈ આવ્યું. પોતે નક્કી કરેલા એ જીવનક્રમ પ્રમાણે બરાબર આચરણ કરવા પોતે તૈયાર હતાઃ કુટુમ્બનું હિત એમણે સાધ્યું હતું, અને દેશહિતના કાર્યમાં પણ પોતાનો ભાગ આપવાનો પ્રયત્ન કરતા હતા. મિસિસ બેસંટની હોમરૂલ લીગની ચળવળ વખતે ગૂજરાતનાં કેટલાંક શહેરોમાં ભાષણ આપવા તેઓ બેત્રણ શુક્રવારોએ ઊતરી પડેલા. બેચાર નાની મોટી સંસ્થાઓમાં મંત્રી પ્રમુખ વગેરે પણ થયા હતા. પણ ત્યાર પછી ગાંધીની ગાંડી ચળવળ આવી. 'બેરિસ્ટરનો ધંધો છોડી દેવો? જીવનનિર્વાહનો ઉપાય છોડી દેવો? આ ગાંધી શું ઘેલાં કાઢે છે? ગાંધીજીની આખી ચળવળ ખોટી છે. એ નિષ્ફળ જવાની છે' ઈત્યાદિ વિચારો કરી તેઓએ તેની સામે

એકાદ ભાષણ પણ આપેલું. તેમાં કહેલું 'ગાંધી એ ગુજરાતનો તપસ્વી હશે; પણ તે બુદ્ધિશાળી માણસ નથી. રાજકાજમાં તેમને શી સમજણપડે !' ઈત્યાદિ. પણ પોતે જોયું કે આ પૂર સામે ટકી શકાય એમ નથી, એટલે ગંભીર તટસ્થતા ધારણ કરી દીધી હતી. હવે ગાંધી ચળવળ શાન્ત પડતી હતી એટલે તેઓ ફરીથી જાહેર જીવનમાં પોતાનો યોગ્ય હિસ્સો આપવાની તૈયારી કરતા હતા. ગાંધી ચળવળના જુવાળમાં પોતે સંયમી રહી સારા પૈસા પેદા કરી લીધા હતા.

ચંદુ સ્વસ્થ થઈ ખુરશી ઉપર બેઠો હતો અને 'ટાઈમ્સ ઑફ ઇન્ડિયા' વીકલીમાંથી નન્દનને અને શ્યામલાલની પુત્રીને ચિત્રો બતાવતો હતો. શ્યામલાલે પૂછ્યું, "ચંદુભાઈ, હવે શું કરવા ધારો છો ? હું વિલાયત ગયો ત્યારે તમે એલએલ. બી. થએલા ખરું ?"

"હા," ચંદુએ જવાબ આપ્યો "થોડાક દિવસ નડિયાદમાં પાટિયું પણ લટકાવેલું."

ઘડિયાળમાં સાડાછનો ટકોરો વાગ્યો.

"અસહકાર તો નિષ્ફળ ગયો !" શ્યામલાલે કહ્યું.

"હું નથી માનતો" ચંદુએ 'નથી' ઉપર ભાર મૂકી કહ્યું. ચંદુએ પાનું ફેરવ્યું. પોતાના જેવાં છોકરાંનાં ચિત્રો જોઈ બાળકોએ કિલકિલાટ કર્યો.

શ્યામલાલે કહ્યું: "તો તમારી શાળાઓ કેમ તૂટી પડી ?"

"કારણ કે દેશમાં તમારા જેવા માણસોની હજી ઘણી મોટી સંખ્યા છે," ચંદુલાલે સહેજ માથું ઊંચું કરી સ્મિત સાથે કહ્યું; અને પાનું ફેરવ્યું. કૂતરાઓના પ્રદર્શનનું ચિત્ર હતું. નન્દને કહ્યું "અધધધ કેટલાં બધાં કૂતરાં."

"વારુ, પણ તમે એટલું તો સ્વીકારો છો ને કે અસહકારનો જુવાળ એકદમ ઊતરવા માંડયો છે ?" સ્યામલાલે પૂછ્યું.

ચંદુલાલે ચોપાનિયું છોકરાંઓને આપી પૂછ્યું: "એટલે ?"

"એટલે કે અસહકારીઓ અત્યાર સુધી જે એમ કહેતા કે લોકમત અમારી તરફેણુમાં છે તે હવે એમ નહિ કહી શકે" સ્યામલાલે ભાવાર્થ જણાવ્યો.

ચંદુલાલે કહ્યું: "ન કહી શકે. તેથી શું? પણ બીજા કોણ કહી શકે એમ છે?" બન્નેએ થોડીવાર મૌન રાખ્યું. "અને સ્યામલાલ અસહકારનો જુવાળ ઊતરી ગયો એ તમારા માટે અભિમાનની વાત છે?"

"મેં તો એ પહેલેથી જ કહ્યું હતું" સ્યામલાલે જણાવ્યું.

"એટલે તમને સંતોષ તમારી ભવિષ્યવાણી સાચી પડી એ માટે થાય છે. મને લાગે છે તમે દેશના નાશના પયગમ્બર છો ?" ચંદુલાલે જરા હસીને ટકોર કરી.

સ્યામલાલ જરા ચીડાયા; પણ ચીડ ઉપર સંયમ તેમનામાં ધંધાએ કેળવ્યો હતો. "પણ વિચાર કર્યા વિના પગલું ભરવું એ ઠીક નથી. આપણા પ્રાચીનોએં પણ કહ્યું છે કે 'સહસા વિદધીત ન ક્રિયાં.' પણ તમે મને કહેશો કે, Oh even the devil can quote the Bible" સ્યામલાલે ઉમેર્યું.

"ના–ના, એમ કહી ડેવિલના નામને હું વગોવવા નથી માગતો. ડેવિલ થવા માટે ભભૂકતા ભાવો અને અગાધ ભાવીમાં ભુસ્કો મારવા માટે અલૌકિક બેપરવાઈ જોઈએ છે. તમને ગમે

તો હું તમને કૂટસ્થ યોગી કહેવા તૈયાર છું. કારણ કે તમે અસહકારના પ્રલોભન સામે સફળતા મેળવી શક્યા" ચંદુની જીભમાં હવે વિદ્યાર્થીજીવનનો ચર્ચારસ ચઢતો હતો.

બૅરિસ્ટરને માઠું લાગ્યું. "ચંદુલાલ આટલા બધા કટાક્ષથી કેમ બોલો છો? તમારા મતમાં ન મળે એ બધાને ટાઢી ઊની ગાળો જ તમારે અસહકારીઓને દેવાની? વારુ, પણ તમે હવે શું કરવા ધારો છો?" શ્યામલાલે પૂછ્યું.

"ખાસ કાંઈ નહિ" ચંદુએ શાન્તિથી જવાબ આપ્યો. "શ્યામલાલ મારા બોલવા ઉપર માઠું ન લગાડશો." મિત્રને માઠું લાગેલું જોઈ ચંદુ બોલ્યો.

"જા રે જા વળી તારા બોલવા ઉપર માઠું કોણ લગાડે? વારુ પણ તું હવે વકીલાત કરવાનું ન ધારે? હું તને મદદ કરી શકું!"

"શા માટે?" ચંદુલાલે પૂછ્યું.

"તારે કાંઈક કરવું તો જોઈએ ને. હવે તમારા અસહકારમાં શું કરવાનું રહ્યું છે?" શ્યામલાલે કહ્યું.

"ઘણું કરવાનું રહ્યું છે" ચંદુએ જવાબ આપ્યો.

"તો તું પાછો કોઈ રાષ્ટ્રીય શાળામાં શિક્ષક બિક્ષક થવાનો તો નથી ને?" શ્યામલાલે પૂછ્યું.

"ના" ચંદુએ જવાબ આપ્યો.

"ત્યારે?"

" કાંઈ જ નહિ—મેં કહ્યું ને ? "

" જા જા એ શું ગાંડાં કહાડે છે? વારુ પણ તું મને મદદ કરે કે નહિ ? "

" તમારે શું કરવું છે. વકીલાત માટે હું નકામો છું. મને એ ધંધાની સુગ આવે છે, એ બધો બુદ્ધિના એંઠવાડનો ધંધો મને ગમે જ નહિ. અને ગાંધીજીએ જો કે હમણાં આ પરદેશી સરકારને ગાળો દેવી બંધ કરી છે પણ હું તો કહું છું કે મારે મન તો હિંદુસ્તાનમાં એ સરકાર કરતાં બીજું મોટું અનિષ્ટ નથી. "

" પણ હું તને વકીલાત કરવા નથી કહેતો. અને હું પણ એ સ્વીકારું છું કે પરદેશી સરકાર એ અનિષ્ટ છે. અને તેની સામે થવાની આપણી ફરજ પણ સ્વીકારું છું ! "

" વારું ? "

" હું તારી એ કામમાં જ મદદ માગું છું. હું હવે તૈયાર છું. "

" તમે કેટલી મૂડી ભેગી કરી છે ? " ચંદુએ તીર ફેંક્યું.

શ્યામલાલે હસીને કહ્યું: " તારા અને મારા બન્નેનાં કુટુમ્બને સો વર્ષ ચાલે એટલી ! "

" મારે કુટુમ્બ નથી. "

" એ કાંઈ ચાલશે ? " શ્યામલાલે જરા હસીને કહ્યું.

ચંદુલાલની આંખમાં વીજળી ઝબૂકી. સુભદ્રા ચિત્તમાં ચમકી ગઈ. શાન્ત થઈ એણે પૂછ્યું: " તમારો ઈરાદો શો છે ? "

## બે મિત્રો

"હું હવે જાહેરજીવનમાં પડવા માગું છું. હવે આકાશ સાફ થયું છે. દેશ શાન્તિથી વિચાર કરી શકે એવી સ્થિતિમાં આવ્યો છે."

"તમને દેશના ચિત્તનું દર્શન ક્યારે થયું? હાઈકોર્ટમાં કોઈ કોઈ દહાડો દેશ આવે છે?"

"હા હાઈકોર્ટમાં પણ આવે છે. ત્યાં આવતા દેશની પણ ઉપેક્ષા ન થવી જોઈએ."

"સારું! તમે શું કરવા માગો છો?" ચંદુએ એનો એ પ્રશ્ન ફરી પૂછ્યો.

"હું એક નવો પક્ષ સ્થાપવા માગું છું."

"શા માટે? દેશની સેવા કરવા?"

"નહિ તો એનો બીજો હેતુ શો હોઈ શકે?"

"તો તેમાં મારે શું કરવાનું છે?" ચંદુએ પૂછ્યું.

"હું એક પેપર કહાડવા ઇચ્છું છું. તું એનો તંત્રી ન થાય? અને તું જો વકીલાત કરે તો મારા કામનો બોજો ઓછો થાય, અને હું સહતંત્રી તરીકે કામ કરું?"

"મારા વિચારો તમે બદ્ધા જાણો છો?"

"કેમ?" શ્યામલાલે પૂછ્યું.

"તમને એ અનુકૂળ પડશે?"

"પણ પોલિસી આપણે બન્ને ભેગા થઈ વિચારીશું ને?"

"તમારી પોલિસી શું છે?"

"મારી પૉલિસી? અલબત્ત મહાત્મા ગાંધીથી તો જુદી જ પડે છે, અને મને લાગે છે કે તારા અનુભવ પછી તું પણ હવે તેમનાથી જુદો પડતો હઈશ?"

"કોણે કહ્યું?" ચંદુએ સખતાઈથી પૂછ્યું.

"કહે કોણ? દરેક બુદ્ધિવાળો માણસ અનુભવથી ડહાપણ શીખે છે?"

"તમે તમારા અનુભવથી શું ડહાપણ મેળવ્યું છે?"

"ઘણું એ. કોક દિવસ કહીશ! પણ તને મારો વિચાર ગમે છે?"

"પણ હું બુદ્ધિવાળો માણસ નથી. મને મારા અનુભવથી મહાત્માજીમાં વધારે શ્રદ્ધા આવી છે" ચંદુએ ઠંડા પેટે જવાબ આપ્યો.

"એટલે કે મહાત્માજી તરફ વધારે પૂજ્યભાવ થયો હશે! મને પોતાને પણ એમના તરફ ઘણો પૂજ્યભાવ છે. પણ એમની રાજનીતિ ખોટી છે–તમે લોકો પૉલિટિક્સ માટે શું શબ્દ વાપરો છો?–એ તો હવે થોડી બુદ્ધિવાળો પણ સમજે છે. એમણે પોતે જ પોતાની કેટલીક હિમાલય જેવડી ભૂલો કબૂલ કરી છે. ધીમે ધીમે તે બધી કબૂલ કરશે. તે માટે મને તેમના તરફ ખૂબ પૂજ્યભાવ ઉત્પન્ન થાય છે. પણ આપણે શા માટે રાહ જોવી?"

"બરાબર છે. રાહ ન જોવી. હું કહું છું કે મહાત્માજી ના પાડે તો પણ આપણે સરકાર સામે બળવો ઉઠાવવો? તમે તૈયાર છો?"

## બે મિત્રો

"હેં હેં ! ચંદુ આ શું બોલે છે ? મહાત્માજી પોતે જે વસ્તુ અશક્ય માને છે તે આપણે શી રીતે કરી શકીએ ? અત્યારે સત્યાગ્રહ માટે સમય નથી એમ મહાત્માજીએ અનેક વાર કહ્યું છે."

"ઠીક !" ચંદુલાલે 'ઠી' લંબાવી ઉદ્‌ગાર કાઢ્યો.

"કેમ ત્યારે ?" શ્યામલાલે આશાભર્યો સવાલ પૂછ્યો.

"શું ?" ચંદુલાલ કાંઈ ન સમજતો હોય એમ બોલ્યો.

"આપણે પેપર કહાડી નવો પક્ષ સ્થાપીએ. મને પોતાને હવે ધંધા ઉપર કંટાળો આવે છે."

"એટલે વિનોદના સાધન તરીકે પેપર કઢાડી નવો પક્ષ સ્થાપવાનું કહેતા હશો ?" ચંદુ જરા ઉશ્કેરાઈ ને બોલ્યો.

"એવો ઊંધો અર્થ શા માટે કરવો ? જે મેં કહ્યું એ તો તમે સમજ્યા છો. રાજનીતિ બદલવાની જરૂર છે. અસહકાર નિષ્ફળ ગયો છે. ગાંધી ધીમે ધીમે ભૂલો કબૂલ કરે છે. આટલું સમજવા માટે બહુ બુદ્ધિની જરૂર નથી."

બેરિસ્ટરે ચાંપ દબાવી દીવો કર્યો.

"સાચું હશે. પણ મારામાં મુદ્દલ જ બુદ્ધિ નથી. એવા માણસને તમે તમારા પેપરનો તંત્રી કરી શું કરશો ?"

"પણ મારી મદદથી તમારે તો કામ કરવાનું છે ને ?" શ્યામલાલથી બોલી જવાયું.

"એટલે કે તમારે એક સેક્રેટરી જોઈએ છે ખરું ને ?" ચંદુલાલ ધુરક્યો. "મને લાગે છે કે તમને મારા કરતાં વધારે

સસ્તા અને અનુકૂળ કારકુનો મળી રહેશે. તમે ખુશીથી નવો પક્ષ સ્થાપજો !" ઊઠી શાન્તિથી "તસ્દી આપી એ માફ કરજો" કહી નન્દનને હાથ ઝાલી ઊભો કર્યો.

"ચંદુ આમ ક્યાં જાય છે ?"

"પૂના."

શ્યામલાલ આભો બની ગયો; રોકવા ઊઠ્યો પણ પાછું બેસી જવાયું. થોડી વાર પછી યશોદાએ બારણા પાછળથી કહ્યું: "ચંદુભાઈ નહાઈને જમશો ને ?" આગળ આવી "હેં ? ચંદુભાઈ ક્યાં ગયા ?" અને શ્યામલાલે સામું જોયું :

શ્યામલાલ યશોદાના મુખ સામું જોઈ રહ્યો !



# રસ્તામાં

હામલાનું સ્ટેશન આવ્યું. આગગાડી ઊભી રહી. સ્વચ્છંદ મહેતા બગલ-થેલી ખભે ભરાવી નીચે ઊતર્યાં, અને બહાર નીકળવાના ઝાંપા પાસે આવ્યા. ઝાંપો બંધ હતો. તેની આગળ સ્ત્રી-પુરુષોની નાનકડી ઠઠ જામી હતી. સંખ્યા નાની હતી, પણ ગીરદીનો આધાર કેવળ સંખ્યા ઉપર નથી હોતો; જગ્યા રોકવાની રીત ઉપર પણ ગીરદીનો આધાર હોય છે! માથે ઊંચા-પહોળાં પોટલાં અને કેડે ચીસો પાડતાં છોકરાં તેડી બેત્રણ સ્ત્રીઓ વચમાં ભરાઈ ગઈ હતી. આગળનાં અને બાજુનાં લોકો જરા પણ પાછા હઠે એવા ન હતા. પાછળ ગીરદી વધતી હતી. ઝાંપા આગળ એક સિપાઈ ઊભો હતો, અને ટોળામાંની જોવાલાયક સ્ત્રીઓ તરફ વારા ફરતી જોયા કરતો હતો. સ્વચ્છંદને સમજાયું નહિ કે દરવાજો શા માટે બંધ હતો. તેણે પેલા સિપાઈને પૂછ્યું:

"દરવાજો કેમ ઉઘાડતા નથી?"

ઈ. સ. ૧૯૨૯, પ્રસ્થાન ચૈત્ર ૧૯૮૫

" નહિ બોલેગા. " બ્રિટિશ સામ્રાજ્યના પ્રતિનિધિએ જવાબ આપ્યો.

સ્વચંદે કહ્યું " કેમ નહિ બોલેગા ? "

" સિપાઈ – ' તુમ ગાંધી ટોપીવાલે લોક બહોત મિજાજ કરતે હૈં.' "

સ્વચંદને અપમાન લાગવાને બદલે હસવું આવ્યું. કેડે છોકરાં તેડી ગીરદીમાં ભીંચડાતી સ્ત્રીઓને સ્વચંદે બાજુ ઉપર ઊભાં રહેવા કહ્યું. એકે જવાબ આપ્યો: " તારે આગળ જવું હશે ? મોટો મા'ત્મા ગાંધી થ્યોસે તો આ ઝાંપો ઉગડાયને ? "

બગલમાં પોટલી ભરાવી ધક્કા મારતા એક ત્રિપુણ્ડ્ર–અંકિત બ્રાહ્મણે પાછળથી કહ્યું. " એ બધા ધોળા ઠ...ગ - " અને હસ્યો. એના હસવાથી સ્વચંદ ચીડાયા અને પાછા ફરી તેના સામું જોયું. બ્રાહ્મણે તેને ઓળખીને કહ્યું:

" સ્વચંદ ભાઈ તમને મેં ના ઓળખ્યા ! ક્યાં ? જેકોર કોઈની પાસે આવો છો ? " સ્વચંદ ડોકું ધુણાવી ચીડથી બાજુ ઉપર ઊભા રહ્યા.

આ રીતે આ થોડાક માણસો એક બીજાને હેરાન કરતાં હતાં ત્યાં થોડેક દૂર કેટલાક લોકો તારની વાડ ઓળંગી લીંબડા નીચે ઊભી રહેલી મોટર તરફ દોડતા હતા. ટોળામાંથી કેસરના ચાંલ્લાવાળા એક વાણિયાએ એ લોકોને જતાં જોયા પણ પોતાના પોટલા સાથે તેનાથી એ બાજુ દોડાય એમ ન હોવાથી સિપાઈને આજીજી કરી:

## રસ્તામાં

"હેં...હેં...જમાદાર શા'બ જરાક દરવાજો ઉઘાડો. હું એકલો નીકળી જઈશ. બીજા કોઈને નઈ જવા દઉં."

સિપાઈ—"ક્યા અબે બનિયા! ઓ દિન હમકું બીડી બી નઈ પાઈતી"! પેલા ત્રિપુણ્ડ્ર અંકિત બ્રાહ્મણે કહ્યું: "એ અમથા પારેખ, જમાદાર સાહે...બ! એમ કોઈને બીડી પાય કે?" અમથા પારેખે કહ્યું "અરે શા'બ એ શું બોલ્યા! દુકાન આખા આપની જ શે ને."

આગગાડીની સીટી વાગી. એક ઠીંગણા પટપટ ચાલતા રેલવે અમલદાર પધાર્યા; ગાળો ચોપડાવતા, ધક્કા મારતા ઝાંપા પાસે આવ્યા: જમાદાર શા'બે ઝાંપો ઉઘાડયો. ટિકિટ આપી લોકો મોટર તરફ દોડવા લાગ્યા.

રવચંદ મોટરના ખટારામાં બેસવા આવ્યો ત્યારે તે ભરાઈ ગયો હતો. કેટલીક સ્ત્રીઓ અંદર ઊભી હતી; અને ગિરદીથી ગભરાતાં બચ્ચાંઓને ગાળો દઈ ચૂંટીઓ ખણી છાના રાખવા મથતી હતી. વેટીંગ રૂમના પાછલા બારણાથી કેટલાક સરકારી કારકુનો નીકળ્યા. 'અમલદાર જેવા દેખાઈએ' એટલા માટે જૂના અને થીગડાવાળા તોયે કોટ-પાટલુનવાળા તેઓ હતા. તેમના ઢંગધડા વિનાના હાફકોટ નીચે લટકતાં દેખાતાં શેશ અને ગળામાં શોભતાં ટાઈ નાડાં કે ચીથરાંનાં ભ્રમ કરતાં પણ સાચી હકીકત તરીકે તેમનાથી સૌભાગ્યવતી થયેલી તેમની પત્નીઓના સંસ્કારીપણાના તે પુરાવા હતા.

અમલદારના રૂઆબથી તેઓએ મોટરવાળાને પોતા માટે જગા કરી આપવા કહ્યું. મોટરવાળાનો સરકારી પરવાનો આમાંનાં અનેકની મહેરબાનીનું ફળ હોવાથી મોટરમાંથી કેટલાક ગામડિયાઓને "જગા કરી આપું છું" કહી નીચે ઉતર્યા અને આ

અમલદારોને બેસાડયા; અને નીચે ઉતરેલાઓને પેલી સ્ત્રીઓની હારમાં ઊભા કરી દીધા. ત્યાં એક યુરેઝિયન અમલદાર પધાર્યા. પોલીસખાતામાં ઊંચી જગ્યાએ તે હોવા જોઈએ એમ તેમની તહેનાતમાં હાજર રહેલા પોલીસોની સંખ્યા ઉપરથી લાગતું હતું. તેમના માટે હાંકનારની સાથેની સારી બેઠક ઉપર જગ્યા કરવાની હતી. પણ ત્યાં તો ઉઘાડા માથે છેલ્લી ઢબે ઓળેલા વાળવાળો એક કોલેજમાં ભણતો વિદ્યાર્થી બેઠો હતો. મોટરવાળાએ કહ્યું: "સાહેબ માટે જગા કરો."

કૉલેજિયને કહ્યું, "હું પણ પૈસા આપવાનો છું." મોટરને જવાને જો કે હજી વાર હતી તો પણ પોતા માટે જગ્યા કરવાની આનાકાની કરનાર એ છોકરાને જોઈ પોતાની હાજરીથી ડરાવવા તેની પાસે તે યુરેઝિયન અમલદાર આવ્યા. મોટરવાળાને લાગ્યું કે સાહેબ બેસવા આવે છે એટલે પેલા વિદ્યાર્થીનો હાથ ખેંચી કહ્યું: "હવે ઊઠે છે કે નહિ?' વિદ્યાર્થીએ ના પાડી. એક પોલીસે આવી ધક્કો મારી નીચે નાંખ્યો.

અમલદાર હસતા હસતા પોતાનો અને પોતે જે સામ્રાજ્યના પ્રતિનિધિ હતા તેનો વિજય નીહાળવા લાગ્યા.

રવચંદે દૂરથી આ બધું જોયું

મોટરમાં ગુસ્સો ચઢયો; વચમાં પડવાની ફરજ સમજાઈ; બાથંબાથાનો પ્રસંગ છે એમ પણ સમજાયું. પણ એમના ભણતરે એમને શારીરિક બાથંબાથા માટે નાલાયાક બનાવ્યા હતા; બાયલાપણું અનુભવ્યું અને લાચાર જેવા થઈ ઊભા રહ્યા. મોટરમાં બેઠેલા એક ઓળખીતા કારકુન–અમલદારે સાન કરી પાસે બોલાવ્યા, અને એમના માટે જગ્યા થશે એમ કહ્યું. રવચંદે રોષમાં માથું

ધુણાવી ના પાડી. પેલો વિદ્યાર્થી અપમાનના ગુસ્સાથી નીકળતાં આંસુને રોકવા પ્રયત્ન કરતો થોડેક દૂર આંબલીના ઝાડ નીચે પોતાની બૅગ લઈ ઊભો હતો. રવચંદ સ્વસ્થ થઈ તેની પાસે ગયા. તેની આંખમાંથી આંસુ પડતાં જોઈ કહ્યું: "કેમ ચાલવું છે ને રમણ?" રમણે તે મોટરવાળા ઉપર અને જરા ધીમા સ્વરે યુરેપિયન અમલદાર ઉપર શબ્દો દ્વારા પોતાનો ગુસ્સો ઠાલવી કહ્યું: "પણ શામળા તો અહીંથી વીસ માઈલ છે. એટલું શી રીતે ચલાય?" રવચંદે હસીને કહ્યું: "પગે ચાલીને." "અરે પગે ચાલીને તો એટલો મારગ શી રીતે કપાય? વળી મારી પાસે આ બૅગ છે. હું એ કેવો મૂરખો! રઘનાથજીએ મને કહ્યું તો પણ એમનાં ગાડામાં ન ગયો."

રવચંદે પૂછ્યું:

"હજી બળદગાડાં ચાલે છે?"

રમણે કહ્યું: "ના ભાડે તો ચાલતાં નથી. પણ પોતા માટે ચલાવતાં કોણ ના પાડે? એમના છગનને અમદાવાદ દવા કરાવવા લઈ ગયા હતા તે પાછો લઈ આવ્યા."

રવચંદને રઘનાથજી અને છગનનાં નામ સાંભળી કાંઈક યાદ આવ્યું એટલે પૂછ્યું – "પેલા ગરાશિયાના વાસમાં રહે છે એ ને?" રમણે કહ્યું: "હા. એ જ."

રવચંદના મુખ ઉપર સહેજ ગ્લાનિ આવી ગઈ અને નિસાસો મૂકાઈ ગયો. તેમણે રમણને પૂછ્યું "મોટરમાં ઊભા રહેવું હોય તો મારી ઓળખાણ છે–" અને તેની આંખ સામી આંખ માંડી. રમણને મોટરમાં ઊભા રહેવાની ઇચ્છા થઈ પણ રવચંદની આંખ જોઈ

શરમાયો અને કહ્યું " હવે કોણ એ મોટરમાં બેસે ? તમે એ ચાલવાનાં છો ને ?" સ્વચંદે હા પાડી અને રમણની બેગ ઉચકવા માંડી. રમણે થોડીક આનાકાની કરી સ્વચંદની નાનકડી થેલી લીધી. "મોટરને ઉપડવાની હજી વાર હશે ?" સ્વચંદે પૂછ્યું. 'હાજી, હજી પોણો એક કલાકની વાર છે' રમણે જવાબ આપ્યો. એક કલાક સુધી આ રીતે તપ કરવા તૈયાર થયેલા પોતાનાં દેશ જનોને જોઈ સ્વચંદને સમજાયું નહિ કે આને, સહન કરવાની શક્તિ ગણી પોતાનાં મિત્રો જેનાં વખાણ કરતાં તેનો નમૂનો ગણવો કે આને પામરતા સમજવી. રમણને પૂછ્યું, " વીશ માઈલ પગે ચાલીને જવું એમાં વધારે સગવડ કે આમ એક કલાક સુધી તપ કરી વહેલા ઘેર પહોંચવું એમાં વધારે સગવડ ?" રમણ–" વહેલા ઘર ભેગા થઈએ એ તો સારુ ને ? " સ્વચંદ હસ્યા. બન્ને જણાએ ચાલવા માંડયું હાંકનારની પાસે પોતાના પોલીસ મંડળમાં ઊભા રહેલા યુરેઝીયન અમલદારે એમને જતા જોઈ ટીકા કરી " એ ગાંધી કેપવાલે બડે બદમાશ હે ! "

સ્વચંદ વિચારમગ્ન ચાલતા હતા, રમણ મૂંઝાતો હતો. તેણે પૂછ્યું " આપ હાલમાં કયાં છો ? "

સ્વચંદ–" છદવાડામાં...છગનને શું થયું છે ?"

રમણ–" કંઈક ક્ષય જેવું લાગે છે." સ્વચંદથી વળી નિસાસો મૂકાઈ ગયો. " રમણલાલ તમને ખબર છે કે આ છગન મારા ઘેર નોકર હતો....તમે કઈ કલાસમાં છો ? "

રમણ–" સિનિયર બી. એ. માં " સ્વચંદ–' તમારો વિષય શો છે ?" રમણ–' હિસ્ટરી–ઈકોનોમિકસ.' સ્વચંદ–" તમને એ ભણવામાં મઝા આવે છે ?" રમણ–" એમ કેમ ? અમારા પ્રોફેસર બહુ હુશિયાર છે. વિલાયત જઈ આવેલા છે."

સ્વચંદે કહ્યું, "મારો વિષય પણ એ જ હતો. હું-કૉલેજમાં એનો અધ્યાપક હતો. રાષ્ટ્રીય સંસ્થાઓમાં પણ એ જ વિષય શીખવવાનું મારા માથે પડેલું. પણ મને એ વિષય ઉપર કંટાળો આવ્યો. અને છદવાડા ચાલ્યો ગયો. તમે સ્કૉલર છો ખરું?"

રમણ–"હા જી. મને બીજા નંબરની સ્કૉલરશીપ મળે છે. પણ આપને ઈકૉનોમિક્સ–રાષ્ટ્રીય સંસ્થાઓમાં એને આપ સંપત્તિશાસ્ત્ર કહો છો ખરું ને?–આપને સંપત્તિશાસ્ત્ર ઉપર કેમ કંટાળો આવ્યો? આપણા દેશ માટે જો કોઈ પણ વિષયના અભ્યાસની ખાસ જરૂર હોય તો તે સંપત્તિશાસ્ત્રની જ છે." સ્વચંદે વિચારની ધૂનમાં જવાબ આપ્યો "ખરું," અને રમણ સાથ રાખતાં થાકી જાય એટલી ઉતાવળથી તે ચાલવા લાગ્યા.

રમણે ખેંચાતા ખેંચાતા પૂછયું 'બૅગ ભારે છે. લાવો હવે હું લઉં."

સ્વચંદે કહ્યું "કાંઈ નહિ. ચાલો. સંપત્તિશાસ્ત્ર મહત્ત્વનો વિષય ખરો. પણ આપણે ભણીએ છીએ એ નહિ!"–રમણ–"કેમ વારુ! સત્ય તો દરેક જગાએ સરખું જ હોય ને, પશ્ચિમમાં અને પૂર્વમાં?"– સ્વચંદ–"સાચું, સત્ય સરખું હોય છે, પણ આપણે શીખીએ છીએ એ સત્ય છે એની તમને ખાતરી છે?"– રમણ–'હા જી. એમાં શી શંકા છે? જેમ ભૂમિતિનું શાસ્ત્ર તેમ સંપત્તિનું શાસ્ત્ર!"– સ્વચંદ જવાબ આપ્યા વિના ચાલતા રહ્યા; અને થોડીક વાર પછી બોલ્યા– "સત્ય સાપેક્ષ હોય છે. નિરપેક્ષ સત્ય હજી માણસે જાણ્યું નથી." રમણ ચર્ચાના રસમાં ખેંચાઈ જરા મોટેથી બોલ્યો– "એટલે આપનું એમ કહેવું છે કે પશ્ચિમમાં ત્રણ અને બે મળી 'છ' થાય છે અને હિંદુસ્તાનમાં 'પાંચ' થાય છે?"

રવચંદે હસતાં હસતાં કહ્યું:– ‘કદાપિ એમ પણ હોય. આઈન્સ્ટાઈનનું નામ સાંભળ્યું છે ને?” રમણ– ‘હા જી. જેણે રેલેટિવિટી–આપ એને સાપેક્ષવાદ કહો ખરું ને? સાપેક્ષવાદને સ્થાપનાર આઈન્સ્ટાઈન ખરું ને?”

રવચંદે વિચારની ધૂનમાં અને ધૂનમાં માથું હલાવી હા પાડી; અને થોડીક વાર પછી પૂછ્યું– “સંપત્તિ મોટી કે સુખ મોટું?”

રમણ– “જેટલા પૂરતો સુખનો આધાર સંપત્તિ ઉપર છે તેટલા પૂરતી તો સંપત્તિ જ મોટી. પણ આપનો ભેદ મને ખોટો લાગે છે. હું તો પ્રજાની સંપત્તિમાં પ્રજાનું સુખ માનું છું.”

રવચંદ હસ્યા:– “તે હશે, પણ પ્રજાની સંપત્તિ થાય ત્યારે. એ જવાદો. જડ પદાર્થનું શાસ્ત્ર થાય! માણસનું શાસ્ત્ર થાય એ તો માણસને ગુંગળાવવા માટે! સંપત્તિ વધ્યે સુખ વધે...એક વાર્તા કહું? આપણા જૂના ગ્રંથોમાં ધાર્મિક સિદ્ધાંતો સમજાવવા કથાઓ કહેવાનો રિવાજ હતો. તે સાધારણ માણસને સમજાવવા માટે કથાઓનો આશ્રય લેવાય છે. તે હશે એમ કેટલાક કહે છે. પણ વાર્તામાં સત્ય જેટલું સળંગ બતાવી શકાય છે તેટલું સામાન્ય ચર્ચામાં બતાવી શકાતું નથી. એટલે તમને આપણી ચર્ચાના મુદ્દા ઉપર એક વાત કહું તો એમ ન માનશો કે હું તમારી બુદ્ધિનું અપમાન કરું છું. વળી આ તો મારા જીવનના અનુભવની કથા છે” છેલ્લું વાકય બોલતાં રવચંદને થયેલી ગ્લાનિ રમણ ન જોઈ શકયો; એટલે હસતાં હસતાં બોલ્યો “કહો કહો. રસ્તો જલદી ખૂટશે.”

રવચંદે કહ્યું: “થાક લાગ્યો હોય તો બેસીએ.”– રમણ– “ના રે ના. વાતમાં ને વાતમાં રસ્તાની ખબરે નથી પડતી.”– રવચંદ–“વારું

ત્યારે, હું તમને સવાલ પૂછીને મારી વાત શરૂ કરું. આ છગન-રઘનાથજીનો છગન—સુખી છે કે દુ:ખી ?"—

રમણ– "અરે બિચારાને ક્ષય થયો છે અને એ શું પૂછો છો ?"

સ્વચંદ– "સાંભળો. આ છગન મારો નોકર હતો. એ મારો નોકર કેવી રીતે થયો એની જ વાત તમને કહું. અને આપણા પુરાણો કાંઈક કહેવું હોય ત્યારે જેમ સૃષ્ટિની ઉત્પત્તિથી વાત શરૂ કરે છે તેમ હું પણ પહેલેથી જ વાત કહું. 'હું' થી શરૂ થતી કેટલીક વાતો જેવી મારી વાત લાગશે.

"હું એમ. એ. થયો ત્યારે તમે મેટ્રીકમાં હતા ખરું ને ?"– "ના જી, મેં મૅટ્રિક પાસ કરી હતી." રમણે જવાબ આપ્યો.–"હા હા ખરું. હું તમને અભિનન્દન આપવા આવ્યો હતો. તમે પરણ્યા પણ એ જ વરસે ?" રમણે હા પાડી. સ્વચંદે કહ્યું "વારું, એ વખતે મારી લલિતા બાર મહિનાની હતી. હું રજાઓમાં શામળા હતો. મારા પિતા સરકારી અમલદાર હતા એટલે હું એમ. એ. થયો કે તુરત, મને સરકારી કૉલેજમાં નોકરી અપાવવા તેમણે ઉપરી ગોરા અમલદારોની સીપારસ લગાવવી શરૂ કરી. હું પણ કૉલેજમાં પ્રોફેસર થવાનાં એ સમયે સ્વપનાં સેવતો હતો; અને પુસ્તકો ઉપર મારું નામ લખતાં તેની પૂર્વે જાણે અજાણે 'પ્રો૦' લખી દેતો. રમણ ! માણસોની વાસનાઓ કેવી હોય છે !" સ્વચંદ રમણ સામું જોઈ હસ્યા: "દરેક હોશિયાર વિદ્યાર્થીને એવી વાસના થાય છે કે આપણે પ્રોફેસર થવું. તમારા મનમાં પણ એવું કાંઈક હશે ! ના પાડવાની જરૂર નથી. તો તમે વકીલ થશો—સૉલિસિટર થશો, એડવોકેટ થશો. આ દુનિયામાં આપણા ગ્રેજ્યુએટો બીજું શું કરી શકે એમ છે ? વારુ, એક દિવસે હું ઘરના આંગણામાં ફરતો

હતો. મારા ઘરના આંગણામાં એક બાજુ લીંબડો અને બીજી બાજુ પીપળો છે. પીપળા નીચે બાપુએ કરાવેલો ઓટલો છે. એ લીંબડો અને પીપળો હું કોઈ દિવસ વિસરી શકતો નથી. મારી જીવનસ્મૃતિમાં એનું વિચિત્ર સ્થાન છે. અરે પણ હું તો આડી અવળી વાતો કરું છું. વાત કરવાની કળામાં તમે મને ઈનામ નહિ આપો." સ્વચંદ હસ્યા અને આગળ ચલાવ્યું:

"હું લલિતાને લઈ આંગણામાં ફરતો હતો. લલિતા એ સમયે માંદી સાજી રહેતી. આ પ્રસંગે તે હાથમાં જરા પણ સીધી નહોતી રહેતી અને ખૂબ ચીસો પાડતી હતી. છગનની માંદગીની વાત સાંભળી એ દિવસ મને બરાબર યાદ આવે છે. હું ફરતો હતો ત્યાં રઘનાથજી આવ્યા. અમારી સાથે એમને સારો પરિચય હતો. રઘનાથજીએ મને એમ. એ. ની પરીક્ષા પાસ કરવા માટે અભિનંદન આપ્યું અને ધીમે રહીને છગનની વાત કાઢી: 'ભાઈ હવે આ મારા છગનને ઠેકાણે પાડો.' લલિતા એ સમયે એટલું બધું પજવતી હતી કે અમને એક નોકરની જરૂર લાગ્યા કરતી હતી. 'અમને' એટલે સમજ્યા કે? હું અને મારી વહુ. હસો છો કેમ? આ આપણાં જીવનમાં જે નવું 'અમને' આવ્યું છે તે બહુ સૂચક છે, એક નવી સંસ્કૃતિનું સૂચક છે, પણ એ વાત વળી પછી. રઘનાથજીએ માગણી કરી એટલે તુરત તો મેં તેમની સામે વિરોધ કર્યો. પણ મારી આખી વાતચીતમાંથી ફલિત એ થયું કે છગન મારો નોકર થયો."

રમણે પૂછયું "તમારો ઇરાદો એને નોકર રાખવાનો હતો કે નહિ?"

સ્વચંદ—"એ પાપ મારે તમારી આગળ પ્રગટ કરવું જોઈએ."

## રસ્તામાં

રમણ—"રવચંદભાઈ માફ કરજો. હમણાં આ તમારા અસહકાર પછી પાપ, ધર્મ, આત્મશુદ્ધિ આદિ શબ્દોનો બહુ છૂટથી ઉપયોગ થાય છે."—રવચંદ હસ્યા:

"સાચી વાત, પણ માણસના મનમાં વિચારોનો મેળ ન હોય, તે વાત એક કહે અને કરે બીજું—એ પાપ ન કહેવાય? હું તમને આખી વાત કહું. મને એ પ્રસંગ ઠીક ઠીક યાદ છે. મેં કહ્યું 'રઘનાથજી તમારે વળી છોકરાને ઠેકાણે પાડવા બીજાને કહેવું પડે? એ તો અમારા વાણિયા બ્રાહ્મણના કરમમાં લખાયેલું છે! તમારે જમીન છે—ખેતી છે—પછી છોકરાને ઠેકાણે પાડવાની શી ચિંતા?' રઘનાથજીએ માથું ધુણાવ્યું: 'ભાઈ તમને ખેતીની હાલતની શી ખબર પડે? નોકરી સારી કે મહિને મહિને કાંઈ ને કાંઈ ભાળીએ તો ખરા.' એ સમયે મારો સંપત્તિશાસ્ત્રનો અભ્યાસ તાજો હતો. કૉલેજના અભ્યાસ ઉપરાંત મેં કાર્લ માકર્સ આદિનાં ગ્રંથો વાંચ્યા હતા. હું સોસ્યાલીઝમ વગેરે માનતો થઈ ગયો હતો. માણસ માણસમાં શેઠ—નોકરનું એક્ષ્પ્લોઈટેશન ન હોવું જોઈએ ઇત્યાદિ વિચારોનું પૂર મગજમાં ઉભરાતું હતું. એક્ષ્પ્લોઈટેશનનું—રમણ તે એનું ગુજરાતી શું? પણ મને એમ તરજુમા કરવા ગમતા નથી; દરેક દેશમાં કંઈ કંઈ ફેરહોય છે. આપણા દેશ માટે હું 'વંચના' શબ્દ વાપરું! એ વળી બીજી વાત થઈ. હાં—પણ તે સમયે—લલિતા એટલી બધી ચીસો પાડતી હતી કે હું તેનાથી કંટાળી ગયો હતો. ઘરમાં એની માને—ચંપાને આખા ઘરનું રાંધવાનું. એ રોટલીઓ ઘસવામાંથી નવરી થાય તો છોકરીને સંભાળે ને। પણ હવે તો હું પ્રોફેસર થવાનો હતો. અમે અમારું જીવન હવે અમુક રીતે ગાળવાના હતા; અને એ જીવનની કલ્પનામાં એક નોકરની આવશ્યક્તા નક્કી થઈ ગઈ હતી. આવા આવા કંઈ કંઈ વિચારો

મારા મગજમાં ઉપર નીચે ઘુમવા લાગ્યા. રઘનાથજીએ છોકરીને રોતી જોઈ ઘરમાં આપી આવવા કહ્યું; પણ ઘરમાં ચંપાની સ્થિતિ હું જાણતો હતો; એ પોતાની બધી ચીડ છોકરી ઉપર અને મારા ઉપર કાઢતી હતી. એટલામાં પંદરસોળ વરસનો એક છોકરો આવ્યો. એનું માથુ ઉઘાડું હતું. એણે ખમીસ પહેર્યું હતું--પણ એના કફ છૂટા હતા; અને પ્લેટના ગાજમાં બટનની જગાએ દોરીઓ બાંધી હતી. મને બરાબર યાદ છે: છગન ખૂબ મજબૂત-- દઢાંગ લાગતો હતો. એના હાથમાં ભમરડો હતો. રઘનાથજીએ એની ઓળખાણ કરાવી, અને છગનને એક ગાળ દઈ કહ્યું 'સોળ વરસનો થયો તો યે હજી ભમરડે રમે છે! કાંઈ કામ ધંધો કરવો છે કે નહિ? આ રવચંદભાઈની પાસે રૂહે તો તારું કંઈ ઠેકાણું પડે!' મેં કહ્યું મારી પાસે રહી એ શું કરશે? લલિતાએ વળી બૂમો પાડવા માંડી. રઘનાથજીએ છગનને છોકરીને લઈ રમાડવા કહ્યું. મેં 'હા...શ' કરી છોકરી છગનને આપી, અને છગન તેને લઈને દોડયો. હું પીપળા નીચે ઓટલા ઉપર બેઠો, અને રઘનાથજી મારી પાસે ડાંગ ટેકવીને ઊભા હતા એમને મારી પાસે બેસાડયા.

"મેં ફરીથી કહ્યું: 'રઘાકાકા છગનને નોકરી કરાવી શું કરશો? ઉત્તમ ખેતી મૂકી કનિષ્ટ નોકરીમાં શું કરવા પડો છો? ગામડાનું સાદુ સુંદર જીવન મૂકી શહેરમાં શું કરવા ગીરદી વધારો છો ઇત્યાદિ.' પણ આ સમયે મને એ યાદ ન આવ્યું કે હું પણ ગામડાનો વતની હતો, અને મને ગામડામાં રજાના બે મહિના પણ રહેવું ગમતું ન હતું. રઘનાથજીએ એમના પાડોશી મૂળજી ગોરના છોકરાનો દાખલો આપી કહ્યું 'એ મહિને પચ્ચી પાડે છે,' બીજા સોમલા લુહારનું નામ આપી એનો છોકરો મિલમાં

'સ્હેલી' પાડતો હતો એ જણાવી એમની સ્થિતિ કહેવા માંડી. મને એ સમયે મારા નવા વાંચેલા વિચારોનું અભિમાન હતું; એટલે એમને એમ હું હા પાડું એવો ન હોતો. ચર્ચા ચાલી. રઘનાથજીએ કહે 'ખેતીમાં હવે શું કસ રહ્યો છે. વરસને આંતરે દુકાળ પડે, અને કાંઈક પાકે ત્યારે સરકારની વિઘોટી અને વાણિયાનું કરજ ભરીએ એટલે અમારે તો દુકાળનો દુકાળ' ખેડૂતો આપે છે એવો સામાન્ય ઉત્તર એમણે આપ્યો. બીજી વાત કા'ડી, 'અને ખરચખુટણ તો ભાઈ કાડવા પડે. એમાં કાંઈ ચાલે ?......આ છગનની બહેનને પરણાવતા બે હજાર થઈ ગયા. અમે મોટા ઘરના કહેવાઈએ એટલે મોભો તો સાચવવો જ પડે ને?' હું આ સાંભળી ખળભળી ઊઠયો: 'રઘાકાકા ખોટું ન લગાડશો, પણ આ લગ્ન મરણના ખર્ચથી જ તમે દેવાદાર અને કંગાલ થઈ જાઓ છો. ગયા વર્ષે કપાસ સારો પાકયો અને ભાવ સારા ઉપજ્યા એટલે ખેતીમાં ફાયદો નથી એમ તો ન કહેવાય. અનાજ મોંઘું હતું પણ બધાએ દેખાદેખી એક જાતનું કરે પછી એમ જ થાય ને ? તમારા બધાનું જોઈ અમથા કાછિયાએ પણ આ વરસે કપાસ વાવ્યો છે એટલે હવે તો ગામમાં શાક મળતું નથી.' મને ખબર નથી કે હું આ બધું બોલેલો તે ખેતી વિષે મને બહુ લાગતું હતું માટે બોલેલો કે ગામમાં શાક મળતું ન હોવાથી ચીડાઈને બોલેલો. ગમે તે હશે, પણ મેં તો મારું ભાષણ આગળ ચાલુ રાખ્યું: 'રઘાકાકા હું તો છગનને શહેરમાં મોકલવાની સલાહ નથી આપતો—' એટલામાં છગન ચીસો પાડતી છોકરીને લઈ આવ્યો. 'બાપા આ તો છાની નથી રહેતી' છગને કહ્યું: મને એ સમયનો છગન અત્યારે બરાબર યાદ આવે છે. મેં ચીડાઈને છોકરીને લઈ ખોળામાં સુવાડવા પ્રયત્ન કર્યો. રઘનાથજી છોકરીને છાની રાખવા ચપટી વગાડતા બોલ્યા 'એ

વાત સાચી ભાઈ! મારો વા'લો કાછિયો એ અમરા વાદ લે છે. પણ ભાઈ તો એ પેલા મહિને મહિને ખડીંગ ખડીંગ કરતા આવે એના આગળ ખેતીનો શો દિમાગ?' હું મારી દલીલો બદલતો પણ રઘનાથજી એકનો એક ઉત્તર આપતા. ફરીથી એમણે છગનને નોકરી અપાવવા આગ્રહ કર્યો. પણ રઘનાથ સામે દલીલો કરવા કરતાં છોકરીને છાની રાખવાનું કામ ઘણું કઠણ હતું. રમણ! અગવડો હેરાન કરે ત્યારે આદર્શો–વિચારો ક્યાં જતા રહેતા હશે? લલિતા સખણી રહેતી ન હતી. નોકરની જરૂર તે વિલક્ષણ રીતે સાબિત કરતી હતી. પણ મારું કેળવાયેલું મગજ એમ હાર ખાય એવું ન હતું. મને એ સમયે યાદ આવી ગયું કે મારે મારી પત્નીનો પણ વિચાર કરવો જોઈએ; એનાથી મોટો વળી એ વિચાર આવ્યો કે મારે મારા કુટુમ્બના પરિચિતને બને તેટલી મદદ કરવી જોઈએ; આ વિચારો આગળ સામાજિક સમતાનાં વિચારો ઊડી ગયા. ચેતવણી આપ્યા પછી જાણે બધી જવાબદારી રઘનાથજીના માથે હોય અને કેવળ ઉપકાર કરવાની ભાવથી પ્રેરાતો હોઉં એ રીતે મેં કહ્યું ' રઘાકાકા! જેવી તમારી મરજી. મને વાંધો નથી. હમણાં તમે એને મારા ઘેર રાખો. આપણે ત્યાં જમશે, કપડાં વગેરે આપીશ, કાંઈક પગારે આપીશ, અને લાગ આવે સારી નોકરી અપાવી દઈશ.'

છગનને મેં પૂછ્યું—' છગન કેટલું ભણ્યો છું?' શરમાતા શરમાતા એણે કહ્યું ' ચોથી ચોપડી.' રઘનાથજીને પંદર દિવસ પછી મારી સાથે છગનને અમદાવાદ મોકલવા કહ્યું અને તે પહેલાં કામથી ટેવાવા–છોકરીને રમાડવા આવવા કહ્યું...હવે રમણ તમે સમજ્યાને?'

રમણે બાજુ ઉપરની વાડ ઉપર વેલો હતો તેના ઉપરથી એક પાંદડું તોડી કહ્યું–" એમાં શું સમજવાનું હતું?

એમાં તમે કશું ખોટું કર્યું હોય એમ મને નથી લાગતું. હું પણ એવું કરું. પણ તમને એ પ્રસંગ ઠીક યાદ રહી ગયો છે. મને આટલી બધી વિગતો યાદ ન રહે."

રવચંદે બીજા હાથમાં બેગ ફેરવી અને કહ્યું:–

"એ પ્રસંગે મારા જીવન ઉપર ખૂબ અસર કરી છે. મારા વિચાર અને આચાર વચ્ચેનો વિરોધ સમજી ન શકું એવો હું જડ ન હતો.એ પ્રસંગ મને અનેક વાર યાદ આવ્યા કરતો હતો–ડંખ્યા કરતો હતો; અને જ્યારે છગન એક દિવસ શહેરમાં શાક લેવા ગયો અને પાછો ન આવ્યો અને તેથી જ્યારે મારી પત્નીએ એને 'ચોર' વગેરે કહી ગાળો ભાંડી ગુસ્સો કર્યો, ત્યારે મેં કહ્યું: 'છગન ચોર નથી; હું ચોર છું.' ચંપા કાંઈ સમજી નહિ, અને રિવાજ મુજબ બધો ગુસ્સો મારા ઉપર ઉતાર્યો."

રસ્તો ધીમે ધીમે સાંકડો થતો હતો. બન્ને બાજુની થુવરની ઊંચી વાડો આગળ જઈ મળી જતી હોય એમ લાગતું હતું. આગળની સડક દેખાતી ન હતી. રસ્તો એટલો બધો ધૂળીઓ હતો કે લોકો શા માટે એને સડક કહેતા હશે એ રવચંદને સમજાતું ન હતું. રવચંદ અને રમણ મૂંગે મોંઢે ચાલતા હતા. થુવરની વાડો પૂરી થઈ. રસ્તો મોકળો થયો. નદીના સામા તડની ભેખડો દેખાઈ.

રમણે પૂછ્યું: "પછી છગનનું શું થયું?"

રવચંદ જાણે સાંભળ્યું ન હોય એમ બોલ્યા: "આપણે ડાબી બાજુએ નીચે ઊતરી નદીકાંઠે બેસીએ. નદી ઓળંગી સામે કાંઠે જઈશું." બન્ને એ બાજુ ઊતર્યા. રવચંદ:–"પેલા ગાડું છોડીને બેઠા છે એ રઘનાથજી લાગે છે. ચાલો એમની પાસે જઈએ. તમે પૂછ્યું પછી છગનનું શું થયું? છગનને ક્ષય થયો

છે એ તો તમે જ મને કહ્યું."

રમણે પ્રતિવાદ કર્યો: "પણ એ તમારા ઘેર નોકર રહ્યો અને એને ક્ષય થયો એ બે વચ્ચે શો સંબંધ છે? એ તો આકસ્મિક લાગે છે."

ઢાળ ઊતરતાં ઊતરતાં રવચંદે કહ્યું: "આકસ્મિક શું અને નિયત શું એ દૃષ્ટિનો સવાલ છે."

રઘનાથજી બન્નેને જોઈ ઊભા થયા. "રૉમ રૉમ રવાભાઈ રૉમ રૉમ! રૉમ રૉમ રમણભાઈ. આવો આવો." રઘનાથજી નદી-કાંઠે રેત ઉપર ચાદરું પાથરવા જતા હતા એમને રોકવા રવચંદે કહ્યું: "રહેવા દો રઘાકાકા, એ સુંવાળી રેત ઉપર જ બેસીશું."

રવચંદ અને રમણ રેતીની સુંદર રેખાઓ નિહાળતા નિહાળતા રઘનાથજી જોડે બેઠા. ગાડામાંથી છગન બેઠો થઈ બોખરા અવાજે બોલ્યો: "રામ રામ શેઠ!"

રવચંદે એના સામું જોયું. હૃદયમાં કંપારી છૂટી ગઈ. છગન નીચે ઊતરવા જતો હતો. રવચંદે કહ્યું: "છગન સૂઈ જા. ઊતરીશ નહિ." તે અશક્તિથી પાછો બેસી ગયો. "કેમ તબિયત ઠીક છે છગન?" રવચંદે એને બેઠેલો જોઈ પૂછ્યું.

"હા શેઠ ઠીક છે. કર્યાં ભોગવીએ છીએ શેઠ!" જુવાન માણસ ઘડપણના પરિપાકથી બોલ્યો. આગળ બોલવા જતો હતો ત્યાં એને ઉધરસ આવી.

રવચંદ: "છગન તું હવે સૂઈ જા. હું રઘાકાકા જોડે વાતો કરું છું." છગન સૂવાના બદલે પાંજરીએ ટેકી તેમનાં મ્હોંડાં દેખાય એમ બેઠો

રવચંદ: " રઘાકાકા છગનને આ ક્યારનું થયું છે ? "

રઘનાથ: " ભઈ અમારાં નશીબ ફૂટયાં ત્યારનું. આવી ખબરો હોત તો હું ખાવા છગાને મોકલત ? ભઈ તે દા'ડે તમે તો ના કઈતી પણ અમારાં નસીબ ઉંધાં હોય તો શેની હુજ પડે !" ડોસાએ કલપાંત કર્યો. રવચંદે આશ્વાસન આપ્યું; અને રોગ ક્યાંથી લાગ્યો એ પૂછ્યું. રઘનાથ: " ભાઈ એ મિલની મોંકાણ લાગી–મિલની. મેં તો તમારા ઘેર મોકલ્યો'તો. અને તમારા ઘેરથી એ નાશી ગયો અને મને છ મહિને ખબર પડી કે એ મિલમાં રહ્યો'તો. "

છગન આ બધું સાંભળતો હતો. ક્ષયના દર્દીઓના મુખ ઉપર જે ઉજેશ દેખાય છે એ એના મુખ ઉપર હતો; અને થોડા સમયમાં થયેલા ઘણા અનુભવોની એના ચહેરા ઉપર છાપ હતી. રવચંદ-શેઠને જોઈ એને કાંઈ કાંઈ યાદ આવવા લાગ્યું; શેઠ ભલા હતા એટલે એમને કાંઈ કાંઈ કહેવાનું એને મન થઈ આવ્યું. એ જાણતો હતો કે શેઠને એના ઉપર મમતા હતી. વળી પોતે એ ભલા શેઠને કહ્યા વિના એમનું ઘર છોડી નાશી ગયો હતો એ પણ એને લાગતું હતું–જો કે ચંપા શેઠાણી માટે એને બહુ લાગણી ન હતી. એને હવે પોતાની વાત કહેવી હતી. પસ્તાવો કરવાનો એનો ઈરાદો હશે. પણ લાંબી માંદગીથી એના મનની દશા એવી થઈ ગઈ હતી કે કરવા કાંઈ ધારે અને થઈ કાંઈ જતું. છગને રઘનાથજીને કહ્યું: " બાપા અહીંઆ મને ફાવતું નથી. નીચે ઉતારો. "

રઘનાથજીએ નીચે ચાદરું પાંથરી ગોદડી વાળી ટકિયા કરી છગનને નીચે ઉતાર્યો. છગન પોતાના શેઠની પાસે બેઠો. એના મનમાં વેગ આવ્યો. " શેઠ મારી વાત સાભળો. હું હવે જીવવાનો નથી. મારી વાત સાભળી લ્યો. " છગનના ઉચ્ચારોમાં ગામડાની ભાષા શહેરી રીતે બોલવાની વિલક્ષણ રૂઢિ હતી.

સ્વચંદ: "છગન તારે બહુ બોલવું ન જોઈએ. કોણે કહ્યું કે તું જીવવાનો નથી?"

છગન: "બીજું કોણ કહે? હું કહું સું. અને હવે જીવીને એ સું કરવું છે?"

સ્વચંદ: "છગન હવે બસ કર. તને ઉધરસ ચડશે."

છગન: "નહિ ચંદ. મારું મન મૂંઝાય છે. મને થોડુંક બોલવા દો. જુઓ ચંપા શેઠાણીએ મને ચ્હા પીવાની ટેવ પાડી. એ જરાક જબરાં ખરાં પણ બાપડાં કોઈ દા'ડો મને મૂકીને કાંઈ ખાય કે પીએ નહિ. રોજ બપોરે મને ચ્હા પીવા આપે. પછી તો આપણને એ ટેવ પડી ગઈ. અને ભઈસાબ આપના કોઈ દોસ્તાર ઓચિંતા આવી ચડે અને મારે અને શેઠાણીનેએ પીવા ચ્હા ન રહે ત્યારે મારાથી નોં રહેવાતું. આ સાકમાંથી પૈસા ચોરવાની ટેવ ત્યારે પડી આવું થાય ત્યારે સાકમાંથી આનો કાંડી ઓ'ટલમાંથી શીન્ગલ પી આવતો. ઓ'ટલમાં જતો ત્યાં મારા જેવડા છોકરા ખૂબ મઝા કરતા જોઉં.! મારા વાં'લા ખૂણામાં ઊભા ઊભા બરફ ખાય. અને લાગ આવે તો ખારીપુરીનો એકાદ કકડોએ ઉડાવી જતા. મને એ જોઈને થયું કે ઓ'ટલમાં રહીએ તો હારૂં. તે દહાડે મને ચંપા શેઠાણી વગર વાંકે વઢયાં; એટલે ભઈસાબ મને તો દાઝ ચઢી. ઓ'ટલવાળાએ મને કહી રાખ્યું 'તું, એટલે આપણે બંદા ત્યાં નોકરી રહી ગયા. શેઠ ભઈસાબ ઓ'ટલમાં લહેર તો બહુ આવતી. ઓ'ટલવાળાની નજર ચૂકાવી અમે ગમે તે ઉડાવતા અને ફુનુગ્રાફનાં ગાયનો તો આખો દા'ડો ચાલ્યા જ કરે. પણ ઓ'ટલવાળો પગાર અમે તે બહોંનો કાં'ડી કાપી લે. એટલે પાછું આપના ઘેર આવવા વચાર કર્યો-પણ ભઈસાબ આપની શરમ આવી. અમારી ઓ'ટલ

મિલના દરવાજા પાસે હતી; એટલે મિલમજૂરો ભઈબંધ થયા હતા. ઓ'ટલમાંથી નાસીને હું મિલમાં ગયો—"

સ્વચંદ થોડીક વાર તો હકીકત જાણવાના રસમાં ખેંચાયા પણ છગનની સ્થિતિ યાદ આવતાં એકદમ બોલી ઊઠયાઃ "છગન તું બહુ બોલ્યો. હવે બસ કર. મારે સાંભળવું નથી."

છગનના મનનો વેગ એટલો બધો વધ્યો હતો કે હવે તે રોકયો રોકાય એમ ન હતો. "પણ મારે કે'વું છે. હવે જ ખરો રંગ આવે છે" એમ કહી છગન ખડખડ હસવા લાગ્યો. એના હસવામાં સ્વચંદને વિલક્ષણ ઉન્માદ લાગ્યો. સ્વચંદે એને બોલવાની ફરીથી મના કરી. રઘનાથજી જાણતા હતા કે છગન રોકાશે નહિ એટલે એમણે સમજાવવા પ્રયત્ન કર્યોઃ "છગા—બાપુ તું બોલ નઈ. તારા બદલે હું કહું છું."

છગન—"કહો બાપા! પણ બાપા તમને ગમ નહિ પડે. તમે તો ગાંમડામાં ને ગાંમડામાં રહ્યા. કોઈ દા'ડો શે'ર જોયું હોય ત્યારે ગમ પડે ને? બાઈડી ગઈ પણ મિલમાં જે લહેર ઉડાવી તે હવે કંઈ ઉડાવાની છે? મહિને ચા'લી પાડતો'તો! સા માટે લ્હેર ન ઉડાવીએ? આ શામળામાં પડી રહ્યા હોત તો કંઈ લ્હેર ઉડાવંત!"

રમણને આ સાંભળી આશ્ચર્ય થયુંઃ "સ્વચંદભાઈજ! આ શું બોલે છે?" સ્વચંદે ધીમેથી કહ્યું "રમણ એ ખોટું કહે છે? તમારા સંપત્તિશાસ્ત્ર પ્રમાણે એ તદ્દન સાચું છે. અહીંથી જ મારી વાતનો સાર શરૂ થાય છે." રમણ મૂંઝાયો. સ્વચંદે રઘનાથના સામું જોયું. ડોસાની આંખમાં આંસું હતાંઃ "સ્વાભાઈ ઘર ખેદાનમેદાન થઈ ગયું. તમે મને કાગળ લખ્યો'તો કે છગો નાસી ગયો છે. ત્યાર

પછી છ મહિને છગાનો કાગળ આવ્યો. એ મિલમાંથી પચ્ચી લાવતો હતો, અને એની વહૂને બોલાવતો'તો અરેરે ! મને બોલે આંધળો કર્યો ! મને કોઈકે કહ્યું'તું કે મિલમાં બૈરાંએ હારૂં કમાય છે. વહૂનું પહેલું ઑાણું હતું. બધાંએ ના પાડી પણ મેં જ રેવાને ધકેલી."

છગન વચમાં બોલી ઊઠયોઃ "અરે બાપા તમને કશી ગમ ન પડે ! હું કહું છું. સાંભળો. શેઠ લ્હેર ખૂબ ઉડાવી. મિલમાં ભઈસાબ બાઈડીઓ બધી ચાલાખ–પણ ખરૂં કહું–મારી વહૂ આગળ બધી રદ રદ–ગટર કલાસ. સાહેબ સું વાત કરૂં ! એક દહાડો અમારા સેઠની સેઠાણી મિલમાં આવ્યાં'તાં–અમારા મિલ મજૂરોનાં બૈરાં છોકરાંનું કલ્યાંણ કોમ કરવા આવ્યાં'તાં–હં હં હ" છગન હસવા લાગ્યો. "આ એ મારું વા'લુ ભારે છે. અમારા મિલમાલેક પૂરા પગાર ન આપે. કંઈ કંઈ બહોનાં કા'ડી પૈસા કાપી લે અને એમનાં શેઠાણી, એમની છોડીઓ, બધાં અમારું કલ્યાંણ કરવા આવે–હા ! હા ! હા ! હા ! પણ એ શેઠાણી બેઠાણી મારી રેવા આગળ રૂપમાં કુછ બીસાતમેં નહિ, બસ રેવલી કયા થી...?"

રમણથી આ સહન ન થયું: "રવચંદભાઈ એના બાપના દેખતાં છગન આમ બોલતાં શરમાતો પણ નથી." રવચંદે કાંઈ જવાબ ન આપ્યો. તે થોડીક વાર છગનના ઘેલછાવાળા ચહેરા તરફ જોતા, તો ઘડીક વાર કપાલમાં કરચલી પડે એ રીતે ઊંચે આકાશમાં જોતા.

છગને રમણના શબ્દો સાંભળ્યા હતા એટલે તે ઉશ્કેરાઈ બોલ્યોઃ

"અરે રમણભાઈ તમે બધા મઝા ઉડાવો અને અમે ન ઉડાવીએ? તમે બધા મોટા લોકો મિટિંગોમાં ભેળા થઈ રૂપાળી ચમક ચમક

ચાલતી બાઈડીઓ હાથે શું કરો છો એ અમે નહિ જાણતા હોઈએ? અમારી મિલમાં આખા શહેરના બધા મોટા લોકોની વાતો આવે છે હોં જી. પણ યાર એ તો તમે એ મઝા ઉડાવો અને અમેએ ઉડાવીએ. આ મારા બાપા જેવા બાપડા આપણી વાતોમાં સું સમજે!"

રઘનાથજીએ નિસાસો મૂકી રવચંદને કહ્યું કે હમણાં હમણાં કેટલાક દિવસથી છગને બધી શરમ મૂકી દીધી હતી; અને ગમે તેમ બોલતો અને પછી રોતો. રવચંદે આંખનો ખૂણો લૂછી ડોસાને આશ્વાસન આપ્યું:

છગન બોલ્યો: "બાપા બાકીની વાત કહો, મેં કહી'તી એમ કહેજો." રઘનાથજી: "હારુ બેટા, તું બોલ નહિ, દાકતરે ના પાડી છે. જો ગળફામાં લોહી પડશે તો પછી મારું નસીબ ફૂટયું."

છગન ચીડાયો. "હવે એમાં તમારું નસીબ સેનું ફૂટવાનું છે? હું વાત કહું છું, રમણભાઈ મારી વહૂ આવી એટલે બસ મારી ઓરડીમાં દોસ્તારોનો અખાડો જામે, અને થોડાક દા'ડામાં તો મારી વા'લી રેવલી રૂપાળી હતી એવી જ હુશિયારે થઈ ગઈ. ચ્હા બનાવે, બીડીઓ વાળે, અને પૉન તો રંગીલું બનાવે. પણ એક બાબતમાં ગમાર હતી. થાકયો પાકયો કોક દા'ડો પીઠે જઈ આવું તો મને વીતાડે. ભઈબંધ દોસ્તાર આવે એટલે પગારે ઓછો પડવા લાગ્યો, અને આ ડોસો પૈસા મોકલે નહિ અને ઊલટો મારી પાસે મંગાવે. રેવલી એક દા'ડો કહે કે મિલમાં આવું? પૈસાની તાણ પડતી'તી એટલે મેં હા પાડી. એમાં આ ડોસલાનો બધો વાંક છે. પૈસા ન મોકલે ત્યારે સું કરીએ? રેવલી મારી જોડે મિલમાં આવી. અમારી મિલમાં મારો જ નામેરી છગનલાલ કરીને હતો. તે અમને મજૂરોને

મિલમાં દાખલ કરાવે અને અમારા પગારમાંથી કમિસન કાપી લે. રેવલીને એની પાસે લઈ ગયો, રેવલીએ લાજ કાં'ડી. પહેલાં તો છગનલાલે ના પાડી! મેં બમણું કમિસન આપવા કહ્યું તોયે ના પાડી! મારો વા'લો કહે કે ' એ લાજ કાઢી ફરતી ગામડિયણોનું અહીં કામ નહિ.' મેં રેવલીને કહ્યું: ' લાજ કે'ાડી નાંખ. ' રેવલીએ લાજ કે'ાડી નાંખી. છગનલાલે રાખવા હા પાડી. પગારના દહાડે કમિસન નૉ કાપ્યું. રેવલી આખો પગાર લઈ ઘેર આવી; અને છગનલાલને અને મારે દોસ્તી થઈ. પછી તો મારો પગારે આખો આવે. છગનલાલ મારી ઓરડીએ અવારનવાર આવે અને પછી તો રોજ આવે. મને ચા'લી મળવા લાગ્યા. રેવલીને પચ્ચી મળે! બસ પછી તો લ્હેર ઊડી. મારી વા'લી મિલની બધી મજૂરણો ચાલાખ. બસ લ્હે...ર લ્હે...ર" છગનને ઉધરસ ચડવા લાગી. ઉધરસ ખાતો જાય અને બોલવા પ્રયત્ન કરતો જાય; છેવટ રઘનાથજીને કહ્યું: "બાપા તમે કહો!"

રઘનાથજી: "કહું હું-મારું કરમ! એ છગનલાલને લઈ રેવલી નાહી ગઈ."

છગનને ગળફો છૂટયો. જરા શાન્ત થયો. પાછો બોલવા લાગ્યો: "બાપા ઈમ કહેવાતું હસે? એમ નહિ. છગનલાલ રેવલીને લઈ નાસી ગયો. સાંભળો સાંભળો. સાંભળવા જેવું છે. છગનલાલે મને બીજી મજૂરણો જોડે ઓળખાણ કરાવી. હું જઉં પીઠે એટલે એ જાય રેવલી જોડે મારે ઘેર. મારો એક હમીદખાં કરી ખરો ભઈબંધ હતો. એણે મને એક દિવસ આ બધી વાત કરી. તે દા'ડે મને થયું કે છગનલાલને ખબર પાડું. સીધો ગયો પીઠે. ખૂબ પીધો-ગુસ્સામાં ને ગુસ્સામાં ખૂબ પીધો. હું ગમે તેટલો

પીશું પણ બીજાની જેમ ભાન ન ભૂલું. એક સીસો ભરી સાથે લીધો. ઘેર ગયો. ઓરડીમાંથી છગનલાલને બોલતો સાંભળ્યો ' એ છગનને બદલે આ છગનલાલ...' બારણાને લાત મારી–રેવલી છગનલાલને રંગીલું પાન આપતી'તી. મેં જઈ સીસો છગનલાલના બચડામાં માર્યો..પછી મને માર પડયો. '' " રેવલી મને મારવામાં હતી ? એ તો આંખ ફાડી જોઈ રહી'તી–" એટલું આકાશને કહી " પછી સું થયું એ કોણ જાણે ? મારો નસો ઊતર્યો ત્યારે ન મળે રેવલી કે ન મળે છગનલાલ. હમીદખાં આવ્યો. મેં એને બધી વાત કરી. તે મિલમાં ખબર કરવા ગયો. છગનલાલને શેઠે કાં'ડી મૂકયો' તો. બસ ! રેવલી ગઈ...ગઈ...બાપા રેવલી ગ...ઈ. રેવલી છગનલાલને લઈને નાસી નથી ગઈ–છગનલાલ રેવલીને લઈ નાસી ગયો છે. બાપા રેવલી ગઈ. અબે બુઢ્ઢા રેવલી ગઈ– "

રવચંદથી ના રહેવાયું, કડક અવાજે કહ્યું " છગન આમ મારા સામું જો. શું બોલે છે ? " રવચંદનો કડક અવાજ સાંભળી છગન રોઈ પડયો–મોટેથી રડયો " બાપા હું કયારે મરી જઈશ ? "

મોટરનું ભુંગળું વાગ્યું. સડક ઉપરથી ધૂળ ઊડી ઊડી એ બાજુ આવતી હતી. મોટર નદી ઉપરના ગડનાળા જેવા પુલ ઉપરથી પસાર થઈ ગઈ. ધૂળનું ધુમ્મસ બધી દિશામાં વ્યાપી ગયું. છગનને સખત ઉધરસ ચઢી. ઘણા પ્રયત્ન પછી ખુલાસો થયો. કફમાં પુષ્કળ લોહી પડયું. રઘનાથજીએ કપાળ કુટયું.

રમણથી આ સહન ન થયું. મોટર થોડેક દૂર જઈ ઊભી હતી. કેટલાક મુસાફરો ઊતરતા હતા. રમણે કહ્યું, " રવચંદભાઈ ચાલો, મોટરમાં જગા થઈ છે. "

રવચંદે કહ્યું: "તમે જાઓ, અને આ બનાવ ઉપર વિચાર કરજો." રમણ "તમે ચાલોને!"

રવચંદ: "હું નહિ આવું. મારે મોટરમાં નથી બેસવું. તમે જઈને બેસો." રમણે પણ બેસવાની ના પાડી. રવચંદે કહ્યું "મારૂં અનુકરણ ન કરશો. મને આ બધા ઉપર કંટાળો આવ્યો છે. તમે જાઓ." આ શબ્દોથી જરા નાખુશ થઈ રમણ પોતાની બેગ લઈ વિચાર કરતો ચાલ્યો. રવચંદ એની પાછળ જોઈ રહ્યા. રમણ, મોટરવાળાએ કહ્યું છતાં, ન બેઠો. તે પીઠ ઉપર બેગ રાખી ઉતાવળથી ચાલતો હતો.

છગન ખૂબ થાકી ગયો હતો. રઘનાથજીએ અને રવચંદે એને ઊંચકી ગાડામાં સુવાડયો. રઘનાથજીએ ગાડું જોડયું અને રવચંદને બેસવા કહ્યું. રવચંદે ના પાડી, અને રમણનો સાથ કરવા ઉતાવળે પગલે ચાલવા માંડયું.

✡

# કડવો વંદો

પ્રિયંવદા ખૂબ વેગથી હિંચકા ખાતી હતી. લીમડાની ડાળ જાણે તૂટું તૂટું થતી હતી. નીચે જમના–પગીની છોકરી,–ઊભી હતી અને પ્રિયંવદાબ્હેન ઊભાં ઊભાં હિંચકા ખાતાં હતાં તેમને બેસીને ધીમેથી હિંચકા ખાવા વિનવતી હતી. પ્રિયંવદા વેગના તાનમાં કશું ગણુકારતી ન હતી. ત્યાં ડાળમાંથી વિચિત્ર અવાજ થયો; જમનાને લાગ્યું કે હિંચકો તૂટયો—અને તેણે ચીસ પાડી. ચીસ સાંભળી પ્રિયંવદા ચમકી—અને સમતોલપણું ચૂકી. પણ તુરત જ ચતુરાઈથી સમતોલ બની હિંચકો ધીમો કર્યો; અને હસવા લાગી. જમનાએ હિંચકાને પકડી રાખવા બેત્રણ વાર પ્રયત્ન કર્યો; એમ કરતાં તેને જરા વાગ્યું. એટલે પ્રિયંવદાએ પોતે જ હિંચકો બંધ કર્યો.

પ્રિયંવદાએ પૂછયું: "જમના વાગ્યું કે? રોકવા શું કરવા આવી? લોહી નીકળ્યું ને?"

ઈ. સ. ૧૯૨૯ પ્રસ્થાન જેઠ: ૧૯૮૫

જમના: " બહેન તમે આવડા મોટા હિંચકા ખાઓ છો તે બાને કહી દઈશ. "

જમનાએ જમીન ઉપરથી જરા ધૂળ લઈ લોહી નીકળ્યું હતું ત્યાં લગાવી દીધી.

દોરડામાં પાટિયું બાંધી કરેલો એ હિંચકો હતો. તેના ઉપરથી પ્રિયંવદા ઊતરી. વયને સહજ એવું ખીલતું ઘાટીલું શરીર તંદુરસ્ત હતું. વ્યાયામથી મુખ ઉપરની સહજ સુરખીમાં લાલી આવી હતી. દોરડા સાથે ઘસાવાથી લાલ થએલી હથેળીઓ જમનાને બતાવતી પ્રિયંવદા કહેવા લાગી:

" જો મેં કેવી મેંદી લગાવી છે! મેંદીનો રંગ કેવો લાગ્યો છે. જમના પેલું મેંદીનું ગીત ગા જો. ' હાંરે એનો જોનારો પરદેશ કે મેંદી રંગ લાગ્યો ? ' જમના હવે તું હિંચકા ઉપર બેસ. હું તને હિંચકા ખવરાવું. તું પડીશ તો હું તને ઝીલી લઈશ. "

જમનાને બેસવા ઇચ્છા હતી. ખરી રીતે એ હિંચકો જમનાના બાપ નાથા પગીએ પોતાનાં છોકરાં માટે બાંધ્યો હતો. પ્રિયંવદાના ઉછળતા લોહીને બંગલામાં અને બગીચામાં બાંધેલા સહીસલામતીવાળા હિંચકા ખાવામાં રસ આવતો ન હતો. તેના પિતાએ નવીન ઢબનો બાગ કરવા અનેક વૃક્ષોનો ઉચ્છેદ કરાવેલો—પણ કોઈ અજ્ઞાત કારણથી બંગલાના ચોગાનના એક ખૂણામાં જ્યાં પગી રહેતો હતો ત્યાં લીંબડાની એક ઘટા રહી ગયેલી. પ્રિયંવદાને આ ઘટા અને આ હિંચકો બહુ ગમતાં.

જમનાએ કહ્યું: " બહેન ! એ તો હું મારી મેતે ખઈશ. તમારી પાસે હિંચકા નંખાવાય ? કોઈ જુવે તો ? "

પ્રિયંવદાએ જમનાનો 'મેતે' શબ્દ પકડી કહ્યું. "હવે મેતે મેતે શેની કરે છે? કોઈ જોશે તો શું થઈ ગયું?" પ્રિયંવદાએ જમનાને ઊંચકી હિંચકા ઉપર બેસાડી; પણ જમના ઊતરી પડી.

"ના બા! કોક જુએ તો કહે કે જમના પીયુબહેન પાસે હિંચકા નખાવતી'તી" જમનાએ કહ્યું.

"હટ–બીકણ!" કહી પ્રિયંવદાએ ઢીલો થઈ ગયેલો અંબોડો બરાબર કર્યો.

અંબોડો બરાબર કરી વસ્ત્રો ઠીક કર્યાં, અને જમનાને કહ્યું: "ચાલ, પાટિયા ઉપર બેસ. દોરડાં બરાબર ઝાલજે એટલે નહિ પડાય."

"ના, બા. હું તો નહિ બેસું. અમે નોકર માણસ! કોક શેઠાણીને કહી દે" જમનાએ દૃઢતાથી જવાબ આપ્યો.

પ્રિયંવદા ચિડાઈ ગઈ: "હું કહું છું તો પણ તું ના કેમ પાડે છે? હું તારાથી વધારે સારાં કપડાં પહેરું કે વધારે મોટા ઘરમાં રહું એટલે શું થયું? જેવાં તને રમવાનાં અને હિંચવાના કોડ છે એવાં મને છે. અને આ તો તારા બાપે બાંધેલો હિંચકો છે..." પ્રિયંવદા બોલવા માંડતી ત્યારે અટકવા માટે તેને ભારે પ્રયત્ન કરવો પડતો.

જમના મૂંઝાવા લાગી. એને પ્રિયંવદાની વાત સાચી લાગી. પણ હિંમત ન ચાલી. પણ પિયુબહેનને આવેશમાં આવેલાં જોઈને તેમને ખુશ કરવા કહ્યું: "બહેન, એમાં ખીજાઓ છો શું? લો, આ બેઠી!"

"તને ના ગમે તો મારે તને કાંઈ હિંચકા નાખવા નથી,

તું તારી "મેતે" ખા " એમ કહી પ્રિયંવદા એક લીમડા નીચે લિંપેલા ઓટલા ઉપર બેઠી.

જમના મૂંઝાઈ ને ઊભી રહી. પ્રિયંવદાએ શાન્ત થઈ તેને ફાવે તેટલા હિંચકા ખાવા કહ્યું. જમના હિંચકા ખાવા લાગી. પ્રિયંવદા એને જોતાં જોતાં એ પ્રસંગના વિચારમાં મગ્ન થઈ ગઈ.

પ્રિયંવદાની ઉમ્મર અઢાર વર્ષની હતી; જમનાની ચૌદ-પંદર વર્ષની હતી.

જમનાની મા હયાત ન હતી. તેની મા મરી ગઈ હતી કે એના બાપને મૂકી નાસી ગઈ હતી એની માહિતી એ શ્રીમંત દુનિયામાં કોઈ ને ન હતી. નોકર નોકરી કરે અને એનો પૂરતો પગાર લે—એનાથી વધારે માનવીસંબંધ આપણા નવીન શ્રીમંતોને પોસાતો નથી.

જમનાને એના બાપે એક વાર પરણાવી હતી. પણ તેનો ધણી દારૂડિયો થઈ ગયો હતો અને એક વાર તેણે જમનાને ખૂબ મારી એટલે તે બાપ પાસે નાસી આવી. નાથા પગીએ તેના વેવાઈ સાથે એકાદ બાબતમાં વાંધો પાડી જમનાને સાસરે મોકલવા ના પાડી હતી; અને તેને બીજે વળાવવાના વિચારમાં હતો,–વહૂને માર પડે એ બીજો ધણી કરવાનું ક્યાંઈ પણ પૂરતું કારણ ગણાતું નથી. જમના ઘર નભાવતી એટલે નાથા પગીને તેને બીજે વળાવવાની ઉતાવળ ન હતી.

પ્રિયંવદાના પિતા ધીરજલાલ શેઠને વારસામાં સારી મિલકત મળી હતી; અને પોતે પણ એ મિલકતમાં સારો વધારો કર્યો હતો. ગુજરાતમાં કહેવાય છે તે રીતે તે મિલમાલિક હતા.

ધીરજલાલને જીવનની દરેક બાબતમાં નવીનમાં નવીન વિચાર ધારણ કરવાનો શોખ હતો. આ શોખ કોઈ સત્યાસત્યની પરીક્ષામાંથી ઉત્પન્ન થયેલો ન હતો; પણ આગળ પડવાનો આ એક રસ્તો છે તેમ તે સમજતા. આ જ કારણથી જ્યારે ગાંધીજીના આગ્રહથી ખાદી ફેશનમાં આવી ત્યારે પોતે મિલ ચલાવતા છતાં ખાદી પહેરીને જ બહાર નીકળતા. પણ વિચારોના પરસ્પર સંબંધ અને એમાંથી ઊપજતાં નવાં કર્તવ્યોનું, નવી જવાબદારીઓનું અને નવાં જોખમોનું તેમને ભાન ન હતું. કેટલાક સુધારકો પોતાની છોકરીઓને મોટી ઉંમર સુધી કુંવારી રહેવા દેતા એટલે એમણે પ્રિયંવદાને મોટી થવા દીધી હતી. પ્રિયંવદાને કેળવણી પણ છોકરાની ઢબે જ અપાઈ હતી; વળી તેની માતા ચંચળબાઈએ ચાર દીકરા પછી આવેલી દીકરીને છોકરાની છૂટથી ઉછેરી હતી.

ચંચળબાઈ સાધારણ સ્થિતિના પિયરનાં હતાં; અને જો કે નવી ઢબને અનુસરી ધીરજલાલ શેઠ એમને આધુનિક સ્ત્રીસન્માન આપવા પ્રયત્ન કરતા હતા પણ પોતે એ ગરીબપુત્રીને શ્રીમંતપત્ની બનાવી હતી એ વાત ભૂલે એમ ન હતા. ચંચળબાઈ જેની બધી બાહ્ય સ્થિતિ સંતોષકારક હતી,–તે આ ગૂઢભાવ સમજતાં હતાં. ઘણીવાર તેને સ્વાભાવિક માની હિંદુ સ્ત્રીની પતિ તરફની નિયત-વૃત્તિમાં કૃતજ્ઞતાની લાગણી તે ઉમેરતાં હતાં. પણ કોઈક વાર ન સમજાય એવી રીતે કાંઈ પણ કારણ વિના એમને ઓછું આવતું–માઠું લાગતું. અને ઘરમાં પોતે એક નોકર હોય એમ તેમને લાગ્યા કરતું. પુત્રો થયા પછી પણ આ માનસિક સ્થિતિ કોઈક વાર આવી જતી. પુત્રોનાં વર્તનમાં પણ તેમને કોઈક વાર લાગતું કે જાણે તે શ્રીમંતના પુત્રો છે. પુત્રી થયા પછી એમના મનમાં એક જાતનું આશ્વાસન–એક જાતની નિરાંત–આવ્યાં હતાં. ત્યાર પછી તે કૌટુમ્બિક

પરિસ્થિતિમાં સ્વાભાવિકતા અનુભવતાં હતાં. પ્રિયંવદા મોટી થતાં–સંસ્કારી કેળવણી પામતાં–ને પરણવા લાયક થતાં–પોતાની જુવાનીની મૂર્તિ સમી એને જોતાં–એ જૂની વેદના પાછી એમને થઈ આવતી; અને ઘણીવાર પ્રિયંવદા માની પાસે લાડમાં બેઠી હોય અને ખભા ઉપર પાણીના ટીંપા જેવું કાંઈક પડતાં ચમકીને જુએ તો માની આંખમાં આંસુ દેખાય! પ્રિયંવદા આનું કાંઈ સ્પષ્ટ કારણ સમજતી ન હતી; તો પણ માની આ સ્થિતિ જોઈ તેને પણ દુઃખ–થતું અને આંસુનું કારણ માને પૂછાય એવું નથી તે સ્ત્રી સહજ સંસ્કારથી સમજતી.

પ્રિયંવદાની ઉંમર અઢાર વર્ષની થઈ હતી, પણ તે તેના ઉછેરના અને કેળવણીના કારણથી, એ ઉંમરની બીજી હિંદુ કન્યાઓની જેમ લગ્ન માટે પાકટ થઈ ગઈ ન હતી. હજી એ અલ્હેતી, તોફાની અને મોજી હતી; જો કે એ ઉંમરને સહજ એવા વિચારવમળમાં તે ઘણીવાર તરફડિયાં મારતી. પોતાની નિખાલસ અને સ્વચ્છંદને અનુસરનારી રીતભાતથી તે નાતમાં ચાવી થઈ હતી. અને જ્ઞાતિના સ્ત્રીપુરુષોની ભલભલા કવિઓ પાસે પણ માગ મૂકાવે એવી કલ્પનાથી, જે અનેક વાતો પ્રિયંવદા માટે રચાઈ હતી તે ચંચળબાઈ દ્વારા ધીરજલાલ શેઠના કાને આવી હતી. આ સાંભળતાં શેઠનો ગ્રામ્ય આત્મા ખળભળી ઊઠતો હતો; અને નવા વિચારો એ પ્રસંગમાં કાંઈ મદદ કરી શકતા ન હતા. ધીરજલાલ શેઠના સંસ્કારો અભણ માણસના હતા. એમનું બાહ્યજીવન, અનુકરણથી, આધુનિક સંસ્કૃતિનું હતું. આથી આ નવી રીતે જીવન ગાળતાં સંજોગોને લીધે જે પરિણામો આવે તે સમજવાની, સહન કરવાની તેમની શક્તિ ન હતી.

ચંચળબાઈ જે જૂના હિંદુ સંસ્કારનું સહજ જીવન ગાળતાં હતાં

અને જે નાતનાં ગપ્પાંને જાણવા જણાવવા ઉત્સુક રહેતાં તે, આ બધું વજુદ વિનાનું હોય છે એમ પણ જાણતાં હતાં, એટલે શેઠની જેમ તે ગભરાતાં નહિ.પણ પ્રિયંવદા પરણવા લાયક થઈ છે—એની ચિંતા એમને પણ થયા કરતી.

પિતા પોતાની સ્થિતિના શ્રીમંત વર શોધતા હતા; મા દીકરીને સુખી કરે એવા 'મુરતિયા' તરફ નજર રાખતી હતી. આવા અનેક ભાવી પતિ થવાની અભિલાષવાળા 'મુરતિયા' પ્રિયંવદાને મળવા આવતા; પ્રિયંવદા એમનાં હેતુ જાણતી અને સૌને બનાવવામાં–ઉડાવવામાં મઝા માણતી.

પ્રિયંવદા કોઇને પરણવા તતપરતા ન બતાવતી તેથી મા–બાપ મૂંઝાતાં. જીવનના આ એક વિષયમાં શેઠ–શેઠાણી સમદુઃખ અનુભવતાં. શેઠે અત્યાર સુધી જીવનની બધી પરિસ્થિતિ પોતાને અનુકૂળ, સુખરૂપ કેમ થાય એ દૃષ્ટિથી જ ગોઠવી હતી. આ એક છોકરી એમની રચનામાં કંટકરૂપ થાય એમ હતું. પ્રિયંવદા એમને હવે અણગમતી થતી હતી. પહેલાં જેને બહુ લાડ કરેલાં એ દીકરી તરફ પોતાને આવું કેમ થાય છે એ વિચારથી કોઇક વાર તે ઉદાસીન બનતા. પણ તે ઉદાસીનતાનો અંત ચીડમાં આવતો. પ્રિયંવદાને ઘણીવાર તે અડધી ચીડમાં અને અડધી મશ્કરીમાં, તેની એક માશી તેને પ્રિયવંદા કહેતી તે યાદ કરાવી, ધીરજલાલ કહેતા કે તે પ્રિયવંદા નહિ પણ કટુવંદા–કડવો વંદો હતી. ચંચળબાઇને, અસંસ્કારી ભાષા બોલતી પોતાની બહેનનો વ્યંગમાં થતો ઉપહાસ ખૂંચતો; પણ પ્રિયંવદા બાપને સંભળાવતી કે 'પપ્પા ! તમે એકલા એકલા વંદા ખાતા હો એમ લાગે છે. નહિ તો તમને શી રીતે ખબર પડે કે હું કડવો વંદો છું.' આવા પ્રસંગોમાં ધીરજલાલની ધીરજ ખૂટી જતી અને ચંચળબાઈ ધીરજ રાખી પ્રસંગ બદલી નાંખતાં.

ધીરજલાલને ઘણીવાર લાગતું કે જ્ઞાતિના રિવાજ પ્રમાણે પ્રિયંવદાની સગાઈ પહેલેથી કરી હોત તો ઠીક.

ચંચળબાઈ સમજતાં હતાં કે આવી રીતે ઊછરેલી છોકરીને સુખી કરે એવો વર મળવો દુર્લભ હતો. શ્રીમંત વર્ગમાં તો તેમને આશા જ ન હતી.

પ્રિયંવદાને માબાપની આ અકારણ ચિંતાથી કોઈક વાર હસવું આવતું—કોઈક વાર દુઃખ થતું.

જમના ધીમે ધીમે હિંચકા ખાતી હતી. પ્રિયંવદા વિચાર કરતી હતી.

ધીરજલાલ શેઠના ઘરમાં નવી ઢબના વિચારોની ખોટ ન હતી. નવીન વિચારોની ચર્ચા કરનારાઓમાં એ વિચારની અસર હોય છે તેના કરતાં કેટલીક વાર એનાં સાંભળનારાઓમાં તે ઊંડી અસર કરે છે. ધીરજલાલ એમના મિત્રો સાથે જે ઉપલકીઆ વાતો કરતા તેનાં વિચારબીજો પ્રિયંવદાના વિકાસી ચિત્તમાં, કોઈને કલ્પના ન આવે એ રીતે, ઊગતાં હતાં. પોતે ન જાણે અને માબાપ ન જાણે એ રીતે રૂઢિનાં અને પરંપરાનાં બંધનો એના મનમાંથી સરી પડયાં હતાં.

જમનાને આટલો આગ્રહ કર્યો છતાં પોતાને હિંચકા નાખવા ન દીધા એ સ્થિતિનું કારણ તે સમજતી હતી. નોકર અને શેઠના ભેદો માણસની માણસાઈને પણ ભેદી નાંખે છે એનો સ્પષ્ટ દાખલો પોતે જોયો. શેઠોએ નોકરોને પહેલાં પોતાનાથી એટલાં જુદાં માન્યાં કે હવે શેઠ વર્ગમાંથી કોઈ એ ભેદ તોડવા જાય તો નોકરો એ ભેદ છોડવાને અશક્ત હતા. માણસ માણસ વચ્ચે એક નવી જાતની સૂક્ષ્મ

અસ્પૃશ્યતા વિકાસ પામતી હતી. આ વિચાર ઉપરથી પ્રિયંવદાનું મન નાતજાતના ઉચ્ચનીચના ભેદો ઉપર ગયું; તે ઉપરથી સ્ત્રીપુરુષમાં ઊંચનીચના ભેદ વિષે વિચાર કરવા લાગ્યું; અને તેમાંથી વળી સ્ત્રી–પુરુષના લગ્નસંબંધના વિચાર કરવા લાગ્યું, અને તેમાંથી પોતાના માતપિતાનું જીવન જોવા લાગ્યું; અને બહારથી સુખ્ખુ દેખાતા જીવનને, માતાનાં ન સમજાય એવાં આંસુ દ્વારા જોતાં તેમાં તેને વિલક્ષણ તિરસ્કાર ઉત્પન્ન કરે એવી તડો દેખાવા લાગી. આ વિચારમાંથી તે પોતાના ભાવી જીવનનાં વિચારમાં ડૂબી અને એમાંથી જાતજાતની લગ્નમાં લેવાતી છૂટ સંબંધી વિચાર તેને આવવા લાગ્યા. આ પ્રમાણે પ્રિયંવદાનું મન શાખામૃગની જેમ વિચારની એક ડાળેથી બીજી ડાળે કૂદકા મારતું હતું.

પશ્ચિમમાં સૂર્ય આથમતો હતો. તેનું તેજ આગળનાં લીમડાનાં પર્ણોમાંથી .નીકળી પ્રિયંવદાના વિચારમગ્ન ચહેરા ઉપર પડતું હતું. જમના, જેને આવી વસ્તુઓ નીરખવાનો અભ્યાસ ન હતો તે પણ આંતર અને બાહ્ય પ્રકાશથી દીપતા મુખને હિંચકો બંધ રાખી નીરખવા લાગી. હિંચકો બંધ થતાં પ્રિયંવદાનું ધ્યાન જમના ઉપર ગયું અને તે શું નીરખતી હતી એ પૂછયું.

"તમારું મ્હોડું નીરખતી'તી" જમનાએ કહ્યું.

"તું મારો વર થવાની છું તે મારૂં મ્હોડું નીરખે છે?" પ્રિયંવદાએ હસતાં હસતાં કહ્યું.

"બ્હેન બહુ રૂપાળાં લાગો છો" જમના હિંચકેથી ઊતરી પ્રિયંવદા સામે ઓટલા નીચે બેઠી. "બ્હેન લગન કયારે થવાનાં છે!" જમનાએ ગોઠડી શરૂ કરી, અને સ્ત્રીત્વની સમાન ભૂમિકા ઉપર આવતાં ઘડીભર શેઠ–નોકરનો ભેદ ભૂલી ગઈ.

"કોઈ પરણનાર મળે ત્યારે પરણીએ ને?" પ્રિયંવદાએ મ્હોંનો ચાળો કર્યો અને જમના હસી પડી.

"તમને પરણનારની શી ખોટ. એ તો તમે પરણવાની ના પાડો છો એમ બધા કહે છે" જમનાએ જરા છૂટથી વાત કરવા માંડી.

"તને કોણે કહ્યું કે હું ના પાડું છું ?" પ્રિયંવદાએ ભવાં ચડાવી પૂછ્યું.

"એ તો એક દહાડો બા કહેતાં'તાં" જમનાએ કહ્યું.

"બા શું કહેતાં હતાં ?" પ્રિયંવદાએ જિજ્ઞાસાથી પૂછ્યું.

જમનાએ હસીને કહ્યું: "એ તો બા એમ કહેતાં'તાં કે આ ભણતર એવું કેવું કે કોઇ વર જ નો ગમે?"

પ્રિયંવદા થોડીક વાર ગંભીર થઈ બેઠી. "જમના તું સાસરેથી કેમ નાસી આવી ?"

"મારો પીટયો દારૂ પી આવીને મારતો'તો! તે એવો માર રોજ કોણ ખાય? અને પૈસો લાવવાની પહોંચે ન મળે. હું મજૂરીએ જઈ પૈસા લાવું એ એ પડાવી લે અને ન આપું તો ગાળો દઈ ઝૂડવા માંડે" જમના એ બનાવને કહેતાં કહેતાં ગુસ્સે થવા લાગી.

"તે અત્યારે તો તારો ધણી તને મારતો નથી ને? ગુસ્સો કોના ઉપર કરે છે?" પ્રિયંવદા હસવા લાગી. "હવે ફરીથી સાસરે નહિ જવાની ?"

"હવે જાય છે મારે ભૂતરાત. મારા બાપાએ બીજું સારું

ડેકાણું હોધી રાખ્યું છે " જમનાએ ખાત્રીથી જવાબ આપ્યો. થોડીક વાર પછી બોલીઃ " પણ પીયુબા, તમે કેમ પરણતાં નથી ?"

" હું પરણું અને મારો ધણી મારે તો ? મારા બાપા કાંઈ બીજો ધણી શોધી કહાડે ? " પ્રિયંવદાએ કહ્યું.

" બા, પણ તમારા ઊંચા વરણમાં એવું થાય ? એ તો અમારા હલકા વરણમાં ચાલે " જમના ડહાપણથી બોલી.

" પણ અમારા ઉંચા વરણમાં ધણી બાયડીને મારે છે એ ખરો અને તમારા વરણમાં ન થાય એવા—ન દેખાય એમ—જુલમો પણ કરે છે " પ્રિયંવદાએ કહ્યું.

" એ તો વાંક પડે તો કોક દા'ડો મારે એ ખરો " પીયુબ્હેન ! " જમનાએ તાત્ત્વિક તટસ્થતાથી કહ્યું.

પ્રિયંવદાએ હસીને કહ્યુંઃ " ત્યારે ડાહ્યલી બાઈ નાસી શું કરવા આવ્યાં ? "

" પણ એ તો મારો પીટયો કશું રળે નહિ. પછી ખાવું શું ? " જમનાએ બચાવ કર્યો.

બંગલા તરફથી એક નોકર આવ્યો. પ્રિયંવદાએ પૂછ્યુંઃ " કેમ ? "

" બ્હેન સાહેબ ગંગારામ શેઠના દીકરા રમેશ શેઠ આવ્યા છે. દીવાનખાનામાં બેઠા છે " નોકરે કહ્યું.

" તને કોણે મોકલ્યો ?" પ્રિયંવદાએ મિજાજમાં પૂછ્યું.

" મોટાભાઈએ " નોકરે દબાઈને જવાબ આપ્યો.

# જીવનનાં વહેણો

"જા, રમેશ શેઠને અહીં મોકલ" પ્રિયંવદાએ કહ્યું.

નોકર સલામ કરી ચાલતો થયો.

થોડીક વારે મૂછો બોડેલા ચહેરાવાળો, ફૂલેલા ગાલવાળો, હાથમાં ઇવિનીંગ–કેપ રાખી એક યુવાન એ બાજુ આવ્યો.

પ્રિયંવદા ઊભી ન થઈ; ઓટલા ઉપર બેઠાં બેઠાં કહ્યું: "પધારો રમેશ શેઠ."

રમેશ શેઠ પાસે આવ્યા. પણ બેસવાની કયાંઇ જગા ન હતી. અને પ્રિયંવદા સાથે ઓટલા ઉપર બેસવાની હિંમત ચાલતી ન હતી.

"બોલો કયાં બેસશો શેઠ? પેલા હિંચકા ઊપર બેસશો? જો જો સંભાળીને બેસજો. પાટિયું ભાગી ન જાય." પ્રિયંવદાએ એમની સ્થૂલતા ઊપર કટાક્ષ નાંખી સ્મિત કરી કહ્યું.

જમના ઊભી થઈ ખુરશી લેવા જતી હતી એને રોકીને પ્રિયંવદાએ કહ્યું: "બેસને. અમારે કાંઈ ખાનગી વાતો નથી કરવાની."

આ સાંભળી રમેશનું મોઢું ખસિયાણું થઈ ગયું. તે હિંચકાના પાટિયા ઉપર કઢંગી રીતે બેઠો; અને શું બોલવું એ ન સૂઝવાથી નીચે જોઈ રહ્યો.

"આ વખતે તમે ઈન્ટરમાં નપાસ થયા ખરું?" પ્રિયંવદાએ વાત શરુ કરી.

.'હાજી. લૉજિકમાં પાંચ માર્ક માટે ઊડી ગયો" રમેશે જવાબ આપ્યો.

"ત્યારે હવે શું કરો છો? ઈન્ટરમાં તમે બીજું વર્ષ હતા

ખરું ? " પ્રિયંવદાએ આડા અવળા બેદરકારીથી પ્રશ્નો પૂછવા માંડ્યા.

" ફાધર કહે છે કે મિલમાં ધ્યાન આપો. એટલે મિલમાં જાઉં છું. મહિને ચાલીસ રૂપિયામાં જોઈએ તેટલા ગ્રેજ્યુએટો મળે છે, તો શા માટે આમાં બુદ્ધિ ખર્ચી નાંખવી એવી બધાની સલાહ છે " રમેશ શેઠે જવાબ આપ્યો.

એ બુદ્ધિની કરકસર સારી છે ! . . . " તમારી હવે શી મરજી છે ? " પ્રિયંવદાએ ફરી પૂછ્યું

પણ રમેશ પ્રેમીઓના સનાતન કાયદા પ્રમાણે આ પ્રશ્નનો કાંઈ જુદો જ અર્થ સમજ્યો; અને એના મોડા ઉપર શરમની છાયા આવી ગઈ; અને બોલતાં મૂંઝાવા લાગ્યો.

" મારી તો મરજી છે. ફક્ત આપ હા પાડો એની જ વાર છે. " રમેશે હિંમતભેર કહ્યું.

" હું તમને શા માટે ના પાડું ? તમારે ભણવું ન ભણવું એ તમારી મરજીની વાત છે. તમને ક્યાં હરિલાલની જેમ ભણવા માટે પૈસાની ખોટ પડે એમ છે ? એ બિચારો દરેક વખતે ફર્સ્ટ કલાસ આવે તોયે બીજું વર્ષ ભણાશે કે નહિ તેની તેને ચિંતા હોય. આ વર્ષે તે ગ્રેજ્યુએટ થયો ખરું ને ? મારા બાપુએ એને મદદ ન કરી હોત તો સિનિયર બી. એ. નું વર્ષ ન ભરી શકત ! " પ્રિયંવદાએ રમેશની મૂંઝવણ જાણ્યા છતાં કાંઈ ન સમજી હોય એમ વાત ચાલુ રાખી.

રમેશ ચીડાયો: " આપને હરિલાલ ઉપર જ પ્રેમ છે તો પછી મને શા માટે મળવા બોલાવ્યો ? મારી મશ્કરી કરો છો ? " રમેશ ઊભો થઈ ગયો.

પ્રિયંવદાએ એને ઊધડો લેવા માંડયો: "રમેશ શેઠ, તમે શું બોલો છો ? મેં તમને કયારે બોલાવ્યા હતા ? અને હરિલાલ ઉપર પ્રેમ ને એ બધું શું બકો છો ? કોઈ અંગ્રેજી નવલકથાનો પાઠ તો નથી ભજવતા ને ? તમે કોની આગળ વાત કરો છો ? હું તમારી પરીક્ષાની વાત કરું છું અને તમે પ્રેમ પ્રેમ કરો છો. પછી તમે પાસ શી રીતે થાઓ !"

રમેશને લાગ્યું કે પ્રિયંવદાને હરિલાલ ઉપર પ્રેમ નથી એટલે ફરીથી એકવાર પ્રયત્ન કરવાનું મન થયું: "પ્રિયંવદા, એમ દાઝ્યા ઉપર ડામ ન દો. હું તમારી ખાતર જ નપાસ થયો છું. તમારા વિચારમાં મને કાંઈ યાદ જ રહેતું નથી. તમારે જો આમ જ કરવું'તું તો તે દિવસે મોટરમાંથી શું કરવા મારા સામું જોઈ હસ્યાં ? "

પ્રિયંવદા ખડખડાટ હસી પડી. રમેશ ભોંઠો પડયો. જમના આશ્ચર્યચકિત થઈ એક લીંમડા પાછળથી આ દૃશ્ય જોતી હતી.

થોડીક વાર બન્નેએ મૌન રાખ્યું.

"બાએ આપને ચહા પાઈ કે નહિ ? ના પાઈ હોય તો આપણે મંગાવીએ" પ્રિયંવદાએ પૂછ્યું.

"મારે તમારી ચા પીવી નથી. હું જાઉં છું. તમારા ભાઈએ મારું અપમાન કર્યું છે તે હું મારા બાપુને જણાવીશ. જો તમારે મારી સાથે છેવટની વાત નહોતી કરવી તો શું કરવા એમણે મને અહીં આવવા કહ્યું ?" રમેશ ચીડાઈને બોલ્યો.

પ્રિયંવદાએ ગંભીર થઈ કહ્યું: "મારા ભાઈએ તમને શા માટે અહીં આવવા નિમંત્રણ આપ્યું હશે તે હું જાણતી નથી. તે

તમારે મારા ભાઈને પૂછવું જોઈએ, મને નહિ. તમે મારા ધણી થવાને અભિલાષ રાખો તે પહેલાં થોડીક અક્કલ બતાવો ! ”

રમેશ પ્રિયંવદાને જોઈ વિહ્વલ થઈ ગયો હતો; અને જેમ જેમ તેની કામના પૂરી થવાની આશા ઓછી થતી દેખાતી હતી તેમ તેમ તે જંગલી થતો હતો. પ્રિયંવદાના આ ચાબખાથી તેનો ગુસ્સો ભભૂકી ઊઠયો. તે લાલપીળો થઈ ગયો. જમના આ દશ્ય જોઈ એકદમ પ્રિયંવદા પાસે દોડી આવી. તેનો ધણી જ્યારે તેને મારતો ત્યારે પહેલાં તે આવો થઈ જતો હશે ?

“ બા, રમેશ શેઠ આમ કેમ કરે છે ? ” જમનાએ પૂછયું.

“ હું એમની સ્ત્રી થાઉં અને એમની ઇચ્છાને વશ ન થાઉં ત્યારે એ શું કરે એની મને સૂચના કરે છે ! ” પ્રિયંવદાએ જમનાને ઉત્તર વાળ્યો; રમેશને કહ્યું: “ રમેશ શેઠ, સભ્યતા શીખો. તમે અત્યારે મારા બંગલામાં છો. ધારું તો ધક્કા મારી બહાર કાઢું. ”

રમેશે કહ્યું: “ તમારા બાપે તમને બહુ ફટાડયાં છે. પસ્તાશો. ”

પ્રિયંવદાએ હસતાં હસતાં કહ્યું: “ પધારો મારા આશક ! હવે આપ આપના ઘેર પધારો. હું પસ્તાઈશ ત્યારે તમારી માશુક થઈશ. હવે આપ પધારો ! ” અને એટલા જોરથી તે હસી કે રમેશ ત્યાંથી રોષમાં ધૂંધવાતો ચાલ્યો ગયો.

જમનાએ કહ્યું: “ પીયુબહેન, બળ્યું આવું શું કર્યું. બધાં કહે છે કે બાર મહિનાથી રમેશ શેઠની અને તમારી પરણવાની વાતો ચાલે છે અને લગભગ નક્કી થઇ ગયું છે; અને તમે તો એમને ગુસ્સે કરી જવા દીધા. ”

"એ નક્કી જેવું હતું એટલે જ શેઠસાહેબે આટલો રોફ કર્યો. પણ નક્કી કોણે કર્યું? મેં તો કોઇ દિવસ હા પાડી નથી!" પ્રિયંવદાએ દઢતાથી કહ્યું.

"એમાં, તમારી હાને શું કરવી'તી?" જમનાએ સહજ રીતે કહ્યું.

એક નોકરે આવી કહ્યું: "પીયુબહેન, બા સાહેબ બોલાવે છે."

પ્રિયંવદાએ લીંમડાની ઘટામાંથી બહાર નીકળી ક્ષિતિજ તરફ અને આજુબાજુ જોયું. સાંજ પડી ગઈ હતી. સૂર્યાસ્તની છેવટની રક્ત શ્યામલ તેજશ્છટા અદશ્ય થાય એ પહેલાં પ્રિયંવદાની આંખમાં રમી ગઈ. મધરાતે જેને બોલવાની મઝા આવે છે એ ઘુવડે વિચિત્ર જાતનો અવાજ કર્યો અને મૂક થઇ ગયો. દૂરથી મોરની કેકા સંભળાઈ. ઉનાળાનો અંત આવતો હતો. પ્રિયંવદાની પટું ઈંદ્રિયો કુદરતનાં સૂક્ષ્મ આંદોલનો ઝીલતી અને તેમાંથી એક પ્રકારની સ્વાભાવિક સ્વૈરતા ઝીલતી.

૨

ચંચળબાઈ અને ધીરજલાલ શેઠ બન્ને એક બીજા ઉપર ખીજાએલાં હતાં. બન્ને સામસામાં ખુરશી ઉપર બેઠાં હતાં. વચમાં ગોળ ટેબલ હતું.

"પણ મેં તમને ક્યાં કહ્યું'તું કે તમે છોકરીને સુધરેલી બનાવો? ઘરમાં દરેક નવી વાત તમે જ દાખલ કરી છે!" ચંચળબાઇએ ફરિયાદ કરી.

"તમને બધાં ગમારને માણુસ બનાવ્યાં એનો શિરપાવ આપો છો?" ધીરજલાલ ચિડાઇને બોલ્યા.

" અમને ગમાર જ રહેવા દેવાં'તાં. મને કોઈ દિવસ મોજાં બૂટ પહેરવાનો કે ટેનિસ રમવાનો શોખ હતો. તમે તે બધું બળજોરીથી કરાવ્યું છે" ચંચળબાઇએ જવાબ આપ્યો. પ્રસંગ બગડશે એ જોઈ શાંત થઈ ચંચળબાઇએ કહ્યું: " પણ તમે શું કરવા આટલા બધા ગુસ્સે થાઓ છો? પીયુ પરણવાની કયાં ના પાડે છે?"

" તેણે ગઈ કાલે ગંગારામ શેઠના પુત્ર રમેશનું અપમાન કર્યું! ધક્કા મારી બહાર મોકલવા ધમકી આપી, કાઢી મૂકયો—એ તમે નહિ જાણતાં હો? તમારા ખોટા લાડથી એ આટલી બધી ઉદ્ધત થઈ છે. આ રાજારામ વકીલની પુત્રીઓ ગ્રેજ્યુએટ થઈ છે પણ સારી રીતે પોતાની નાતમાં જ સારા વરને પસંદ કરી પરણી છે. એમને કોઈને કેમ તમારી દીકરીના જેવા કોડ થતા નથી? મામાં ખાનદાની હોય તો દીકરીમાં આવે ને?" ધીરજલાલ શેઠ આવેશમાં ને આવેશમાં ન બોલવાનું બોલી ગયા.

" હું પાંચ છોકરાંની મા થઈ તો યે તમે હજી મારી પિયરની ગરીબાઈ કે તમારી શ્રીમંતાઈ ભૂલ્યા નથી. હું પ્રિયંવદાને કોઈ શ્રીમંતના ઘેર પરણાવવાની નથી. તમારાથી થાય તે કરજો!" જિંદગીમાં કદાપિ પહેલી વાર ચંચળબાઈ માણસાઈને આવશ્યક સ્વમાનથી બોલ્યાં.

ધીરજલાલ થોડીક વાર શાંત રહ્યા. પછી અભિમાનથી ભવાં ચઢાવી બોલ્યા: " વારુ, ત્યારે ભિખારીને પરણાવજો. પેલા હરિલાલને એટલા માટે મારી પાસે મદદ અપાવી હશે? તો શા માટે કબૂલ નથી કરતાં કે પ્રિયંવદાને તમે જ ચડાવી રમેશનું અપમાન કરાવ્યું?"

થોડીકવાર બન્નેએ મૌન રાખ્યું. ધીરજલાલ ફરીથી બોલ્યા:

"ગંગારામ શેઠને મેં વચન આપ્યું છે; અને તેમણે રમેશને વિલાયત ભણવા મોકલવાનું કહ્યું છે. આનાથી વધારે તમારે મા–દીકરીને શું જોઈએ છે?"

પ્રિયંવદા આવી. "પપ્પા, કડવો વંદો બોલે?"

પુત્રીને જોઈ માબાપ શાંત થયાં. ધીરજલાલે પ્રિયંવદાને પટાવવા પ્રયત્ન કરવા માંડ્યો: "કડવો વંદો બહુ ચીકણો ન થાય તો બોલે."

"અમારે મા–દીકરીને શું જોઈએ છે તે પૂછો છો? પણ અમારે બન્નેને એક જ જોઈએ છે એની તમને શી રીતે ખબર પડી?"

"એટલે?" ધીરજલાલે ચઢતી ચીડ રોકવાનો પ્રયત્ન કરતાં ઉદ્ગાર કાઢ્યો.

"તમે મને હું અણસમજણી હતી ત્યારથી જ કહેવા માંડયું હતું કે મરજીમાં આવે તેને પરણવું. આપણાં લગનનાં બંધન ઘણાં કઠણ છે એવી પણ તમે અનેકવાર ચર્ચાઓ કરો છો. તો પછી શા માટે રમેશ જેવા બૂલડોગને પરણવાનું મને કહો છો?" પ્રિયંવદાએ સહજ શાંતિથી કહ્યું.

ધીરજલાલ ચિડાયા: "તેં કાલે રમેશનું અપમાન કર્યું હતું ખરું ને? ધક્કા મારવાની ધમકી આપી હતી. એ સભ્ય કુટુંબના ફરજંદનું લક્ષણ કહેવાય?"

પ્રિયંવદા પિતાની સામે ઊભી હતી તે માની સોડમાં ભરાઈ ગઈ. જ્યારે જ્યારે ધીરજલાલ ખરેખર રોષમાં આવતા ત્યારે પ્રિયંવદા સહજ પશુલાગણીથી માનો આશ્રય શોધતી. પ્રિયંવદાએ

કાંઈ જવાબ ન આપ્યો એટલે ધીરજલાલ વધારે ચિડાયા અને ફરીથી એ પ્રશ્ન પૂછ્યો. પ્રિયંવદા છંછેડાઈ:

"હું સભ્ય કુટુંબનું ફરજંદ છું કે નહિ તે હું શું જાણું? તે તમે જાણો! પણ સભ્ય કુટુંબનું ફરજંદ પોતાના ઘરના આંગણામાં કોઈ આખલો આવે તો જરૂર ધોકા મારી બહાર કાઢે. મેં રમેશને ધોકા ન માર્યા એટલા પૂરતી હું સભ્ય કુટુંબનું ફરજંદ નહિ!" પ્રિયંવદા બોલવાના વેગમાં ચડી હતી, અને તેની જીભ કાતરની માફક ચાલતી હતી.

ચંચળબાઈએ તેનો હાથ દબાવી બોલતી રોકી; અને ધીરજલાલને શાંત કર્યા.

ચંચળબાઈએ કહ્યું: "પણ હવે ત્યારે કરવું છે શું? રમેશને ન પરણાવીએ તો શું? હરિલાલ ગરીબ છે એટલે શું થયું? તમારે વિલાયત જઈ આવેલા વરને પરણાવવી હોય તો આપણે હરિલાલને વિલાયત મોકલીશું."

"છેવટે તમારી ગરીબની જાત તે ગરીબ જ શોધે!" ધીરજલાલથી વળી બોલી જવાયું.

"હું રમેશને કદાપિ નહિ પરણું" પ્રિયંવદા લાલચોળ થઈ બોલી અને ઊભી થઈ જવા લાગી.

ધીરજલાલ ધ્રૂજી ઊઠયા. ઊભા થઈને પ્રિયંવદાનો હાથ સખત ઝાલી ઊભી રાખી. પ્રિયંવદા બોલી ઊઠી: "લ્યો મારો. તમે બધા એક સરખા પશુઓ છો!"

ધીરજલાલે હાથ છોડી દીધો. "રમેશને નહિ પરણાવો તો નાતમાં આ તમારી છોકરીને કોઈ નહિ પરણે." 'તમારી' ઉપર ભાર દઈ ચંચળબાઈને કહ્યું:

ધીરજલાલ ચિડાઈને ખંડની બહાર જવા ઊભા થયા.

ચંચળબાઈ વિષના ઘૂંટડા ગળી જઈ બોલ્યાં: "એની તમે ચિંતા ન કરશો. હરિલાલ પરણવા ખુશી છે. પ્રિયંવદા બહાર જા."

પ્રિયંવદા ખંડ બહાર ગઈ.

"તમે શું કરવા પ્રિયંવદાને એની મરજી વિરુદ્ધ પરણાવવા ઇચ્છો છો ? શ્રીમંતને ત્યાં જ દીકરી સુખી થાય એમ શું કરવા માનો છો ?" ચંચળબાઈએ આજીજી કરી.

ધીરજલાલ પાછા ફરી ખુરશી ઉપર બેઠા. "તમે મારા ઘરમાં દુઃખી થયાં છો ? તમને શ્રીમંતો ઉપર તિરસ્કાર છે એ હું જાણું છું; પણ શા માટે છે તે હું સમજી શકતો નથી."

"તે હું એ સમજી શકતી નથી. પણ શ્રીમંત માણસ એની શ્રીમંતાઈની પાર જઈ શકતો નથી; અને ગરીબ માણસને માણસાઈથી પોતાનું કરી શકતો નથી" ચંચળબાઈએ અજાણતાં જ પોતાના જીવનનો નિચોડ કાઢી બતાવ્યો.

ધીરજલાલ શેઠ છત સામું કેટલીક વાર જોઈ રહ્યા. ચંચળબાઈની વાત સાચી લાગતી હતી. પોતાની પત્ની, પોતાનાં ફરજંદની માતા ગરીબ પિયરની હતી એ વાત મનમાં દાબી દેવા તેમણે અનેકવાર પ્રયત્ન કર્યો હતો; પણ જરાક મતભેદનો પ્રસંગ પડતાં ચંચળબાઈનું મ્હોં પાડી નાખવા એ વાત તે એક કે બીજા રૂપે કહી દેતા. ચંચળબાઈના નૈસર્ગિક વહાલનો પોતે એ રીતે બદલો આપતા હતા એ વિચાર તેમને ખૂંચ્યો. દીકરીના તોફાને આજે તેમના ચિત્તને ક્ષુબ્ધ કર્યું હતું. એ ક્ષોભને લઈને ન બોલવાનું બોલી જતાં પોતાની આ મલીનતા તેમને પ્રત્યક્ષ થઈ.

આધેડ વયના ધીરજલાલ સામેની ખુરશીએથી ઊઠી આધેડ વયનાં ચંચળબાઈ પાસેની ખુરશીએ બેઠા અને ચંચળબાઈનો હાથ પોતાના હાથમાં લઈ ચૂમ્યો.

"તું કહે એ રીતે પ્રિયંવદાનું લગ્ન કરીશું.... પણ મને ખાત્રી નથી કે પ્રિયંવદા કોઈને પણ પસંદ કરશે."

"તે મારું કામ" ચંચળબાઈએ ખાત્રીથી કહ્યું.

પુત્રીના લગ્નના પ્રશ્ને માબાપના લગ્નનો એક અંતરાય દૂર કર્યો!

૩

પ્રિયંવદા અને હરિલાલ બાગમાં ફરતાં હતાં. બન્ને, ખૂણામાં રહેલી લીંમડાની ઘટા તરફ જતાં હતાં. પ્રિયંવદા છૂટથી અનેક પ્રશ્નોની ચર્ચા કરતી હતી, હરિલાલ પણ પ્રિયંવદાને માઠું ન લાગે એની સંભાળ રાખી રદિયા આપતો હતો.

ઓચિંતું પ્રિયંવદાએ એકદમ હરિલાલ સામું જોઈ પૂછ્યું: "તમે કોલેજમાં ફેલો નીમાયા—એટલે તમે ભણવામાં હોંશિયાર ખરા. પણ તમારું શરીર આવું માંયકાંગલા જેવું કેમ છે?"

આવા પ્રશ્નનો, પતિ થવાના અભિલાષવાળો જુવાન શો ઉત્તર આપે?

હરિલાલ હસ્યો. લગ્નસંબંધની તાત્ત્વિક ચર્ચા ચાલતી હતી તેમાંથી એકદમ પ્રિયંવદાએ આ પ્રશ્ન પૂછ્યો હતો. પ્રેમીઓને સહજ રીતે હરિલાલના મનમાં આશા બંધાઈ.

"હવે કસરત વગેરે શરુ કર્યાં છે એટલે શરીર સરસ થઈ જશે." આ ઉત્તર હરિલાલે આપ્યો ત્યારે પ્રિયંવદાને હરિલાલનું મોઢું મૂર્ખ જેવું લાગ્યું.

"તમે પેલા ભવભૂતિનો શ્લોક ટાંકી કહો છો કે પ્રેમનો આધાર બાહ્ય ઉપાધિ ઉપર નથી. પણ મને તો લાગે છે કે પ્રેમનો આધાર બાહ્ય ઉપાધિઓ કારણો ઉપર જ હોય છે. આ તમારા કારણો જેવા નબળા માણસને શું કોઈ સ્ત્રી રાજીખુશીથી પરણે?"

પ્રિયંવદાના શબ્દોએ હરિલાલના હૃદયમાં વજ્રાઘાત કર્યો. ઘડીભર તેની બુદ્ધિ મૂંઝાઈ ગઈ. પ્રિયંવદા તરફ તેને અભિલાષ હતો તે એ જાણતો હતો; અને અત્યારે પ્રિયંવદાની સાથે બાગમાં એકલા ફરવાનો ધન્ય પ્રસંગ મળ્યો હતો તે સમયે પ્રિયંવદાના યૌવનપરાગથી તે મુગ્ધ થયો હતો. આ પરાગથી તેની તીક્ષ્ણ બુદ્ધિ પણ વધારે તીક્ષ્ણ થઈ કામ કરતી હતી. પણ પ્રિયંવદાના છેવટના શબ્દોએ એને મૂક કરી નાંખ્યો.

પ્રિયંવદાએ ફરી પૂછ્યું: "કેમ ખરું કહું છું ને? તમારું તો દૃષ્ટાંત છે. પણ સારા લગ્ન માટે સ્ત્રી–પુરુષનાં શરીર તો સારાં જોઈએ જ ને?"

"જોઈએ" હરિલાલે મંદતાથી જવાબ આપ્યો.

બન્ને લીંમડાની ઘટામાં દાખલ થયાં. પ્રિયંવદા પરિચિત હિંચકા ઉપર બેઠી. હરિલાલને ઓટલા ઉપર બેસવા કહ્યું. જમના એના ઘરમાં કાંઈક ગીત ગણગણતી હતી તેને બોલાવી.

"આજકાલ લોકગીતોની ફેશન થઈ છે એટલે મારા પપ્પાએ લોકગીતની કેટલીક જંગલી લીટીઓ લલકારે છે" પ્રિયંવદાએ સ્મિત કરી કહ્યું; "પણ આ જમના એક ગીત ગાય છે તે તમે સાંભળ્યું નહિ હોય!"

હરિલાલે સ્વસ્થતા પ્રાપ્ત કરી કહ્યું: "મારે સાંભળવું છે. સારું હશે તો કોઈક માસિકમાં મોકલીશ."

" જમના પેલું 'મારગડો ભૂલી ' ગા!" પ્રિયંવદાએ આજ્ઞા કરી.

જમનાએ ગાવા માંડ્યું:

વાડામાં જાવંતરી વાઈ
પરોડીએ ટોવાને[1] મોકલી
અરેરે, મારગડો ભૂલી!

શાશરીએ શશરોજી ભૂંડા
શાશુડી મારી વેરણ થઈ લાગી
અરેરે, મારગડો ભૂલી—

જમના ગાતી હતી અને પ્રિયંવદાએ બોલવાનું શરૂ કર્યું: "આપણી દરેક પરણેલી સ્ત્રીની આ આર્ત હાય છે એમ મારી ભાભીઓનાં મોઢાંથી હું કહી શકું છું. દરેકને એમ જ લાગે છે કે તે 'મારગડો ભૂલી' છે."

"પણ એમ શા માટે માનવું? આપણે ત્યાં સમાજસુધારો થાય એટલે આપણાં ઘણાં દુઃખો દૂર થાય." હરિલાલે કહ્યું.

"દાખલા તરીકે!" પ્રિયંવદાએ પૂછ્યું.

જમનાએ આ બન્નેને ચર્ચા કરતાં જોઈ ગાવાનું બંધ કર્યું; અને એક લીંમડાને ટેકીને ઊભી રહી.

હરિલાલે કહ્યું: "દાખલા તરીકે લગ્ન જો પસંદગીથી અને પ્રેમમૂલક થાય તો પછી અસંતોષ ક્યાંથી રહે?"

1. ટાવું એટલે પક્ષીને ઉડાડી મૂકવાં.

પ્રિયંવદા હસી પડી. “ પણ પ્રેમ એ વસ્તુ એવી છે કે જે કોઈ સમજી શકતું નથી એમ તમે કહો છો. અને એવી કોઈ ન સમજે એવી વાત ઉપર આખા સંસારનો પાયો કેમ રચાય ? વળી આ પ્રેમની વાતમાં તો હમેશાં સ્ત્રીને ફસાવાનું હોય છે. માટે જ તે કહે છે: ‘ અરેરે મારગડો ભૂલી ! ’ જમના ! કેમ ગાતી બંધ થઈ ગઈ ? ”

“ તમે સાંભળો ત્યારે ગાઉં ને ? તમે તો વાતો કરવા લાગ્યાં ! ” પોતાના ગીતની ઉપેક્ષા થયેલી તે જમનાએ જણાવી.

“ પણ હું તો સંસારસુધારામાં માનું છું. હિન્દુસ્થાનને એ વિના સ્વરાજ્ય નહિ મળે. ” હરિલાલે કહ્યું.

“ તે વળી બીજી વાત ! ” પ્રિયંવદાએ કહ્યું “ સંસારસુધારામાં તમે જે કાંઈ ઇચ્છો છો તે હિન્દુસ્થાનની વસ્તીના મોટા ભાગમાં છે. ”

હરિલાલે ચકિત થઈ પૂછ્યું: “ કેવી રીતે ? ”

“ કેવી રીતે ? જુઓ સાંભળો. સ્ત્રીપુરુષના સંબંધમાં સુધારકો જે છૂટ ઇચ્છે છે તે હિન્દુસ્થાનની હલકી ગણાતી કોમોમાં છે. અને હિન્દુસ્થાનની વસ્તીનો મોટો ભાગ એમનો છે. એ કોમોમાં સ્ત્રી જો પૂરતી જોરાવર હોય તો પુરુષને મારી શકે, તમારા જેવાને તો જરૂર મારે ! ” પ્રિયંવદા હસી પડી. “ વળી સ્ત્રીપુરુષને ન ફાવે તો વિલાયત કરતાં વધારે સહેલાઈથી છૂટાછેડા થઈ શકે. એમનામાં નિરાધાર વિધવાઓ મોટે ભાગે પુનર્વિવાહ કરે છે ! આનાથી બીજું તમારા સુધારકોને શું જોઈએ છે ? તમે કહેશો કેળવણી. પણ એમ યે તમે કહો છો—અને એ મને યે

ખરું લાગે છે—કેળવણી એ ઘરેણું છે મુખ્ય વસ્તુ છે એટલે બસ. મને તો આખો હિન્દુસમાજ આવો હોય તો ગમે ! "

હરિલાલ જે પુસ્તકકીટ હતો તે આ બધું સાંભળી ચમક્યો. "તમને આ કોણે કહ્યું ?"

" આ જમનાની કથની સાંભળો. જમનાનો ધણી દારૂડિયો નીકળ્યો અને એને માર મારતો હતો એટલે એના બાપે ઘેર બોલાવી લીધી; અને હવે બીજે પરણાવશે. કહો તમને આ રિવાજ ગમે કે નહિ ?" પ્રિયંવદાએ આંખો ઝીણી કરી પૂછ્યું.

હરિલાલ અવાક્ થઈ ગયો. ધીમે ધીમે ઝૂલતા દોલા ઉપર લયમાં હાલતાં તંદુરસ્ત જોબનવંતા મોહક શરીરમાંથી કેવા વિચિત્ર શબ્દો નીકળતા હતા ! પ્રિયંવદા જો પરણે અને કાંઈ મતભેદ પડે તો પોતાને માર પણ ખાવો પડે એ વિચાર પણ હરિલાલને આવ્યા વિના રહ્યો નહિ. તો પણ બહાદુરીથી બોલ્યો: " જરૂર, શા માટે નહિ ! "

પ્રિયંવદા એકદમ બોલી ઊઠી: " મને પરણવાની લાલચ છે એટલે હા પાડો છો કે ખરેખર એમ માનો છો ? આપણી વચ્ચે ન બને તો શું તમે મને છૂટથી બીજે પરણવા દો ? "

" એટલે તમે મારી સાથે શરત કરવા માંગો છો ? તમને મારા ઉપર પ્રેમ નથી ? મારે નથી પરણવું " હરિલાલે પ્રેમીઓને સહજ એવી શબ્દ ફલંગ મારી.

" પ્રિયંવદા ઉશ્કેરાઈ: " અને તમને મારા ઉપર પ્રેમ છે એમ તમે માનો છો ? હું તમારી ખુશામતનો અર્થ ન સમજું એવી મૂર્ખ નથી. " પ્રિયંવદા ચિડાઈ ગઈ.

સામેથી ધીરજલાલ અને ચંચળબાઈ આવતાં હતાં.

પ્રિયંવદાએ જોરથી હિંચકા ખાવા માંડયા. હરિલાલ એ શરીરના દર્શનથી વિહ્વલ થયો હતો, પણ એમાં રહેલા માનસથી મૂઢ થતો હતો.

ચંચળબાઈ બધું બરાબર પાર ઊતરશે એવી આશાએ આવ્યાં. હરિલાલનું મુખ જોઈ એમને કાંઈ સમજાયું નહિ. ધીરજલાલ પ્રિયંવદા જે રીતે હિંચકા ખાતી હતી તે ઉપરથી સમજી ગયા કે પ્રિયંવદા હજી નવાઈ ન હતી.

પપ્પાને જોઈ પ્રિયંવદાએ હિંચકો બંધ રાખ્યો. “ પપ્પા, કડવો વંદો પરણવા તૈયાર છે પણ તેને કોઈ પરણવા તૈયાર નથી. ” પ્રિયંવદા ખડખડાટ હસી. ચંચળબાઈ આનો કાંઈ અર્થ ન સમજી શકયાં.

પ્રિયંવદાએ કહ્યું: “ પપ્પા, આ નાથાપગીને જમના જેટલી વહાલી છે તેટલી હું તમને વહાલી નથી ! ”

“ તેં કેમ જાણ્યું ? ” ધીરજલાલે હસતાં હસતાં પૂછયું.

“ જુઓ: આ જમનાને એનો ધણી દારૂ પીને મારતો હતો એટલે નાથાપગીએ એને પોતાને ઘેર બોલાવી લીધી અને બીજે વળાવવાની જોગવાઈ કરી. એવું તમે કાંઈ કરી શકો ? ” પ્રિયંવદાએ પૂછયું.

ચંચળબાઈ મામલો સમજી ગયાં; જિંદગીમાં કદાપિ પહેલીવાર દીકરી ઉપર ખૂબ ચિડાયાં: “ પીયુ ! તું બહુ ફાટી ગઈ છું. કેમ કાંઈ મર્યાદા સમજે છે કે નહિ ? ”

પ્રિયંવદાએ માની આંખ સામું જોયું. પોતાના વિચારો સાચા હતા કે નહિ તે તેને સમજાયું નહિ. તેને થયું: “ અરેરે મારગડો ભૂલી ! ”

બગીચાના આ ભાગમાં નવીન હમનો સ્વિમિંગ બાથ કરવાનો હોવાથી ધીરજલાલે નાથા પગીને બોલાવી લીંમડા કાપી નાંખવાનો હુકમ કર્યો.

" પપ્પા, આ લીંમડાઓને હું પરણી છું. એટલી છાયા મારે કાજે રહેવા દો ! હું હિંચકા ક્યાં ખાઈશ ?"

ચંચળબાઈ એ ચિડાઈને કહ્યું: " નહિ; કાલે ને કાલે એ કપાવી નાંખો. હવે એને કંઈ પણ છૂટ આપવાની નથી."

પ્રિયંવદા ચકિત થઈ ગઈ.

" પપ્પા, હું પેલા બુગડોગને પરણીશ. અથવા તમે કહેશો એ ફોતરાને પરણીશ. પણ આ લીંમડા રાખજો; અને જ્યારે મારો ધણી મને મારશે ત્યારે અહીંઆં આવી હિંચતી હિંચતી ગાઈશ કે—

અરેરે મારગડા ભૂલી
અરેરે મારગડો ભૂલી—

⁂

# શોભનકુમાર

**શુકલતીર્થથી** થોડેક દૂર ઉપરવાસ નર્મદાની ઊંચી ભેખડ ઉપર એક બંગલો હતો. તેની પાછળ નજીકમાં એક ધર્મ-શાળા હતી. એની હારમાં દૂરના એકાન્ત સ્થળમાં ઝાડીમાંથી એક ઝૂંપડી દેખાતી હતી.

" હવે વરસાદ નહિ પડે. ચાલો આપણે આંગણામાં બેસીએ." સુલેખાએ કહ્યું; અને નોકરને ખુરશીઓ આંગણામાં મૂકવાનું કહેવા જતી હતી ત્યાં શોભનકુમારે અને બીજાઓએ પોતપોતાની ખુરશી ઊંચકી આંગણામાં મૂકી દીધી. ખુરશી મૂકતાં મૂકતાં ચર્ચાના વેગમાં શોભનકુમારે કહ્યું:

" તો મિ. ગણપત, હું તમને કહું છું કે આપણા પ્રાચીનોએ સ્ત્રીઓ વિષે જે કાંઈ કહ્યું છે તે મને વ્યાજબી લાગે છે. હું તમારા ગાંધી ઉપર ટીકા કરું છું ત્યારે તમે મને હંમેશાં એમ કહો છો કે ગાંધીના વિચારોને હું ગમે ત્યાંથી ઉપાડી ટીકા કરું છું.

ઈ. સ. ૧૯૨૯ પ્રસ્થાન માગશર ૧૯૮૬

તો મારે તમને પણ એ જ કહેવાનું છે કે તમે શ્લોકો પણ પ્રાચીનોના સ્ત્રીઓ વિષેના વિચારો ઉપર પણ તે કયા પ્રસંગમાં આવે છે તેનો વિચાર કર્યા વિના જ ટીકા કરો છો!"

શોભનકુમાર ખુરશી પાછળ ઊભા ઊભા જાણે ખુરશીને જોરથી ઊંચકીને ફેંકવાની હોય એ રીતે તેની પીઠ પકડી બોલતા હતા. ગણુપતલાલ ખુરશી ઉપર બેસવા જતા હતા પણ શોભનકુમારે બોલવાનું શરૂ કર્યું એટલે તે ખુરશી આગળ ઊભા ઊભા સાંભળતા હતા.

સુલેખાએ કહ્યુ: "મોટા ભાઈ, સ્ત્રીઓ વિષેના આ તમારા વિગ્રહમાં ખુરશીઓનો હથિયાર તરીકે ઉપયોગ થવાનો છે? અહીંયા નાનકડી સૂરત કૉંગ્રેસ તો થવાની નથીને!"

સુલેખા તરફ સ્મિત કરી શોભનકુમાર ખુરશી ઉપર બેઠા અને ગણુપતલાલ પણ બેઠા.

"એટલે કે નારી નરકની ખાણુ છે, ન સ્ત્રી સ્વાતન્ત્ર્યમર્હતિ ઈત્યાદિનું તમે સમર્થન કરવા તૈયાર છો?"

શોભનકુમાર જવાબ આપવા જતા હતા તે ધ્યાનમાં લીધા વિના ગણુપતલાલે આગળ ચલાવ્યું:

"તમે યુરોપમાં બાર વર્ષ રહી આવ્યા ત્યાંથી આ શીખી આવ્યા હશો! પણ તમે જે વેપારી રહ્યા તેને યુરોપની સાચી સંસ્કૃતિની શી ખબર પડે! તમે કયાં જ્ઞાન મેળવવા ગયા હતા? તમે તો પૈસા પડાવવા ગયા હતા—"

મિ. ગણુપતનો વાક્પ્રવાહ ચાલતો હતો ત્યાં શોભનકુમાર ખડખડાટ હસી પડયા. તેમને હસતા જોઈ આજુબાજુના માણસો હસવા લાગ્યા. અને ગણુપતલાલ પણ પ્રવાહમાં ખેંચાઈ હસવા લાગ્યા.

શોભનકુમારની ઉંમર ચાલીશની આજુબાજુ હતી. વિધુર થયા પછી તેઓ યુરોપની પેઢીએ કામ કરતા હતા. હાલમાં તેઓ વેપારમાંથી નિવૃત્ત થઈ જીવનને સાર્થક કેમ બનાવવું તેનો વિચાર કરતા હતા. એમને પોતાને વેપારમાંથી નિવૃત્ત થવું હતું પણ જૂના સમયના વેપારના સાથીઓ એ વાત માનતા ન હતા; અને આ તો શોભનશેઠનો એક તરંગ છે એમ ગણતા હતા. તેઓ હંમેશાં તેમની પાસે સવાર સાંજ આવી ધર્મની હઠયોગીઓની અને મહાત્માઓની ખબર લાવતા અને ધર્મની વાતમાંથી ધનની વાતમાં સરી પડતા. કોઈકને નવા ધંધાની યોજના ઘડવાની હોય, કોઈકને અમુક રકમ ઉછીની જોઈતી હોય, તો કોઈકને કફોડી સ્થિતિમાંથી બહાર નીકળવાની સલાહ જોઈતી હોય. શોભનશેઠને આ બધી બાબતોનો બહુ જ કંટાળો હતો અને છતાં ટેવને લઈને દરેકની વાત હસતે મ્હોંડે સાંભળતા, અને સલાહ આપતા; પણ આવા લોકોને નસાડી મૂકવાની એમણે એક સરસ યુક્તિ શોધી કાઢી હતી. તેઓ સવાર સાંજ તેમના ઓળખીતાઓમાંથી જેઓ જાહેર જીવનમાં કે કેળવણીમાં કે જ્ઞાનના વિવિધ વિષયોમાં રસ લેતા હોય તેવા જુવાનીઆઓને બોલાવતા, અને વેપારી મિત્રોની મંડળી જામે કે આ જુવાનીઆઓ સાથે એવી ચર્ચા શરૂ કરતા કે પેલા વેપારીઓને કંટાળો આવે અને ચર્ચામાં મગ્ન થયેલા શેઠની તરફેણમાં કાંઈ પણ સમજ્યા વિના હસી પોતાને વાત કરવાની હવે તક નથી એ જાણી રજા લેતા. શોભનશેઠ હસતા મોંઢે તેમને વિદાય આપતા. આ એકાન્ત સ્થળે પણ તે બંધુઓ આવી પહોંચ્યા હતા. આ સ્ત્રીઓ વિષેની ચર્ચામાં શોભનશેઠના પક્ષમાં હસ્યા પછી તેઓને કાંઈ કરવાનું ન હોવાથી તેઓ આજુબાજુનાં સ્થળો જોવા વિદાય થયા.

શોભનકુમાર, ગણપતલાલ અને સુલેખા માત્ર ત્યાં રહ્યાં.

# શોભનકુમાર

ગણુપતલાલ લગભગ પચીશથી ત્રીશ વર્ષની વયનો જુવાન દેખાતો હતો. એલ એલ. બી. હતો, કુંવારો હતો, વકીલાત શરૂ કરી હતી; છતાં ખાદી પહેરવાની હિંમત રાખતો હતો એ ગાંધીજીના બધા વિચારો માનતો હતો અને જે વિચારોને પોતે અમલમાં નહોતો મૂકી શકતો તેના વિષે વધારે આગ્રહ રાખતો અને પછી પોતાની નબળાઇ, કૌટુંબિક પરિસ્થિતિ ઇત્યાદિ રજુ કરી પોતાના અને બીજાના મનનું સમાધાન કરી લેતો. જેમ કેટલાક પોતાના સંપ્રદાયમાં મમતા બતાવી, કેટલાક બીજા ઉખડેલા કેળવાએલાઓથી પોતાને જુદા બતાવવા પોતાની સ્ત્રીને જૂની મર્યાદાઓ પાળવાનો ખાસ ઉપદેશ આપી અને નાતજાતને માન આપી પોતાની વકીલાત જમાવી શકે છે તેમ બીજા કેટલાક ખાદી પહેરી, ગાંધીના માણસ કહેવાઇ, ગાંધીજીને અભિપ્રેત સુધારાના વિચારમાં શ્રદ્ધા બતાવી વકીલાત જમાવી શકે છે. શાસ્ત્રમાં ધર્મ અને મોક્ષ પરમ પુરુષાર્થ મનાયા હશે પણ વ્યવહારમાં તો અર્થ અને કામ જ પરમ પુરુષાર્થ દેખાય છે—એટલે કે ધર્મની અને મોક્ષની ભાવનાઓનો અભાવ છે એમ નહિ પણ ધર્મ અને મોક્ષ, સાધન થાય છે અર્થ અને કામનાં. ચાર્વાક–લોકાયત મતનો આચાર્ય–કેટલો ડાહ્યો હતો! તેનું દર્શન કેટલું વાસ્તવિક હતું!

મિ. ગણુપતની વકીલાત તેમની ઉંમરના પ્રમાણમાં સારી જામેલી હતી. તેમની નાતમાં કન્યાની અછત હોવાથી અને તેમનું કુળ હલકું ગણાતું હોવાથી તેમને કન્યા મળી ન હતી. પણ આજકાલ મોટી ઉંમરે લગ્ન થવું એ સુધરેલા કુટુંબનું ચિન્હ ગણાતું હોવાથી પોતાની કુંવારી સ્થિતિનો મિ. ગણુપતલાલ તે રીતે નિર્દેશ કરતા. અત્યારે તેઓ પૈસા ટકાથી એટલા સ્વતંત્ર થયા હતા કે કુંવારી કન્યાના અભાવે લાગ આવે તો કોઈ વિધવા સાથે પણ લગ્ન

કરે! શોભનકુમાર સાથે પરિચય વધતાં સુલેખા સાથે પણ પરિચય વધાર્યો હતો. મળવા આવવામાં પ્રસંગ મળે તો સુલેખા સાથે વાત કરવી એ પણ ગણપતલાલ ઉદ્દેશ હતો—જો કે કોઈ કુમારિકા તેમને તો વરે તે વધારે ઇષ્ટ ખરું જ; પણ તેઓ ઘણીવાર કહેતા કે "કમબખ્ત સુધારકો પણ નાતીલાઓ કરતાં વધારે સંકુચિત છે. તેઓ તેમની નાતવાળાઓને જ કન્યાઓ આપે છે એટલું જ નહિ, પણ વધારામાં વિલાયત જઈ આવેલો હોય એવી માગણી કરે છે!" અને પછી સ્મિત કરતા. પોતાને સ્ત્રીઓ વિષે, દરેક કુંવારાને હોય છે તેવો, ઘણો આદર હતો.

સ્ત્રીઓ વિષે શોભનશેઠના આવા વિચારો જાણી મિ. ગણપત ખરેખર ચકિત થયા હતા. ત્રાહિત માણસોના ગયા પછી તે વધારે છૂટથી બોલવા લાગ્યા. ગણપતલાલનો અને શોભનકુમારનો સંબંધ ઘણો સારો હતો. શોભનકુમારને ગણપતલાલની બુદ્ધિ અને ચારિત્ર માટે માન હતું. તેના તરફ તે ન્હાનાભાઈ જેવી લાગણી રાખતા.

"સાચી વાત છે ભાઈ" શોભનકુમારે કહ્યું, "તમારી માફક હું ગ્રેજ્યુએટ થયો નથી. તમારા જેટલું અંગ્રેજી અને સંસ્કૃત પણ હું ભણ્યો નથી. સંસ્કૃત તો મને મુદ્દલ આવડતું નથી. છતાં મારા બાર વર્ષના યુરોપના અનુભવ પછી કહું છું કે હિંદુસ્તાનની જૂની વાતો સાચી છે."

"શું સાચી છે?" ગણપતલાલે ચીડાઈને કહ્યું, "ગાંધીજી ઇચ્છે છે એ અર્થમાં વર્ણ-વ્યવસ્થા સાચી હશે, પણ એવી વર્ણ-વ્યવસ્થા ક્યારે હતી? પણ સ્ત્રીઓ વિષે ગાંધીજીના વિચાર જાણો છો? હું ધારું છું યુરોપમાં પણ કોઈ એટલા આગળ પડતા વિચાર ધારણ નહિ કરતું હોય, અને તમે યુરોપમાં—"

મિ. ગણુપત વાતવાતમાં ગાંધીજીનું નામ લેતા હતા એ શોભનકુમારને ન ગમ્યું.

"મિ. ગણુપત, તમને ગાંધી વિષે ઘણું માન છે તે હું જાણું છું. પણુ તમે મારો અભિપ્રાય જાણો છો. હું માનું છું તમારા ગાંધીમાં કોઈ પણુ વિષય ઉપર વ્યવસ્થિત વિચાર કરવાની શકિત નથી. હું માનું છું તે જ્ઞાનદરિદ્ર છે, તેમનામાં અનુભવમાંથી કાંઈ પણુ પાઠ લેવાની શકિત નથી! હિંદુસ્તાનને સત્યથી અને અહિંસાથી સ્વરાજ્ય અપાવવાની જે માણુસ વાત કરે છે તે માણુસને માનનારા હિંદુસ્તાનમાં આટલા બધા છે તે જોઈ મને ખરેખર આશ્ચર્ય થાય છે. હું સત્ય અને અહિંસામાં માનું છું. હું સ્વરાજ્યમાં માનું છું. તમે કદાપિ જાણુતા નહિ હો પણુ યુરોપમાં રહી હું જે કાંઈ કમાયો છું તેનો પોણો ભાગ બ્રિટિશ સલ્તનતને ઊંધી કરવાના પ્રયત્ન કરનારાઓમાં મેં ખર્ચ્યો છે;—ટિળક સ્વરાજ ફાળામાં એક પૈસો પણુ ન આપી જો કે મેં તમને ચિડવ્યા! પણુ મને હવે સ્વરાજ્યની ચળવળમાં રસ નથી! અને તમારા ગાંધીની પદ્ધતિમાં તો હું મુદ્દલ માનતો નથી. તે ભલા માણુસ છે. પણુ આપણે ગાંધી વિષે ચર્ચા નથી કરતા. કૃપા કરી તમે જો ચર્ચામાં ગાંધીનું નામ ન લાવો તો સારું. આપણે આપણી સમજણુ પ્રમાણે સ્ત્રી તરફ પુરુષના વલણુ વિષે વાતો કરીએ. અને હું કહું છું કે પ્રાચીન વિચારકોએ સ્ત્રીઓ તરફ જે મનોવૃત્તિ કેળવવા પ્રયત્નો કર્યા છે તે યોગ્ય છે."

આ સાંભળી સુલેખાનું મોઢું લાલચોળ થઈ ગયું: "મોટાભાઈને ભાભીના મરી ગયા પછી બધી સ્ત્રીઓ ખરાબ જ લાગી છે. મોટાભાઈને સ્ત્રીજાતિ ઉપર દ્વેષ છે. તમે મિ. ગણુપત, શા માટે એમની સાથે એ વિષયની ચર્ચા કરો છો!"

ફરીથી શોભનકુમારને ખડખડાટ હસવું આવ્યું. મિ. ગણપતને શોભનકુમારનું ખડખડાટ હસવું બહુ વિચિત્ર લાગતું!

"શોભનભાઈ, અવિનય માફ કરજો. સુલેખાબ્હેન જરા અંદર જશો–" ગણપતલાલ શોભનકુમારને કાંઈ ખાસ કહેવા માગતા હોય એ રીતે બોલ્યા.

શોભનકુમાર હસતા હસતા બોલવા લાગ્યાઃ "બોલો બોલો મિ. ગણેશ! હું સ્ત્રીઓની લાગણીઓ સાચવવામાં માનતો નથી. કેમ નહિ સુલેખા?"

સુલેખાએ કહ્યુંઃ "નહિ! નહિ તો મારે ફરી પરણવાની વાત તમે તમારા મોંઢે મને કરો!"

સુલેખાની ઉંમર લગભગ પચીશ–છવ્વીશ વર્ષની લાગતી હતી. લગભગ ચૌદ વર્ષની ઉંમરે તે વિધવા થઈ હતી. ત્યાર પછી તે ભાઈના ઘેર જ રહેતી હતી. તે વિધવા થઈ ત્યાર પછી એકાદ વર્ષે શોભનકુમાર વિધુર થયેલા. બહેને પોતાની એક સુમિત્રા નામની સખી સાથે ભાઈનો ફરી સંબંધ બાંધવા પ્રયત્ન કરેલો: ત્યારે શોભનકુમારે સ્વભાવ પ્રમાણે હસતાં હસતાં કહેલું; 'બ્હેન, તું મારાથી ન્હાની છું. તું ફરીથી પરણ ત્યાર પછી જ હું પરણવાનો વિચાર કરી શકું ને?' આથી તે ક્ષણે સુલેખાનું મન ખૂબ દુભાયેલું પણ ભાઈની ભલમનસાઈ જાણતી હોવાથી તેના ઉપર બહુ વખત રોષ રાખી શકી ન હતી. પછી તો ભાઈ પાસે એક બે વાર યુરોપ પણ ગયેલી.

શોભનકુમારને સુલેખાનું આ મહેણું સાંભળી કાંઈ માઠું લાગ્યું નહિ પણ તે જરા ગંભીર થઈ ગયા. ભાઈનું ગંભીર મોઢું જોઈ

બહેનને થયું કે દુઃખી દીલના આ હસતા ભાઈને આવું ન કહેવાય !

" મિ. ગણુપત, ચહા લેશો કે ? પેલા વેપારીઓ સાથે ચહા પીતાં મને કંટાળો આવે છે. એટલે મેં ન મંગાવી. સુલેખા, જરા અંદર જઈ એટલી ગોઠવણુ કરી આવ. મારા માટે ત્રણુ પ્યાલા ઓછામાં ઓછા " શોભનકુમારે ચહેરાની રેખાઓ શિથિલ કરતાં કરતાં કહ્યું.

સુલેખા અંદર જવા પગથિયાં ચઢતી હતી, ગણુપતલાલે તેના કટિભાગ ઉપર નજર ઠરતી હતી તે ખેંચી લઈ કહ્યું:

" શોભનભાઈ, તમને એમ નથી લાગતું કે તમે જે જાતનું યુરોપમાં જીવન ગાળ્યું છે તેનું આ બધું પરિણામ છે. હું કોલેજમાં હતો અને તમે વચમાં એકવાર હિંદુસ્તાન આવેલા અને જે વાતો કરેલી તે ઉપરથી તે સમયે તો મને આકર્ષણુ થયેલું: પણુ ગાંધીજીના વિચારો સેવ્યા પછી હવે મને લાગે છે કે તમે જે શિથિલ જીવન યુરોપમાં ગાળ્યું છે તેને લઈને જ તમારામાં આવા ઉંધા અભિપ્રાયો આવ્યા છે " ગણુપતલાલે એકાંતનો લાભ લઈ પોતાના મનમાં હતું તે કહી દીધું. કહ્યા પછી તેને પણુ એમ લાગ્યું કે પોતે એ ન બોલ્યો હોત તો સારું !

" મિ. ગણુપત, તમે મારા કરતાં વધારે વિદ્વાન છો. હું વેપારી માણુસ છું. તમે કહો છો એ સાચું હશે. પણુ તમે મારા જીવન વિષે શી કલ્પના કરી છે ? હા—હું માંસ ખાતો હતો. મેં તમને પણુ ખાવાની ભલામણુ કરેલી. અને હું માનું છું કે જેમને સ્વરાજ્ય લેવામાં રસ હોય તેમણે માંસ ખાવું જોઈએ. હું હવે ખાતો નથી. કારણુ હવે મને વ્યવહારની કોઈ પણુ બાબતમાં રસ રહ્યો નથી.

સ્વરાજ્યને હું વ્યવહારની બાબત ગણું છું. આધ્યાત્મિક અને એવાં વિશેષણો લગાડી ગાંધીએ અધકચરા જુવાનિયાનાં મનનાં પાણી ડહોળી નાંખ્યા છે. તમે કદાપિ એમ માનતા હશો કે માંસ ખાવાથી મારી મનોવૃત્તિઓ સાત્ત્વિક રહી નથી એટલે હું તમારા ગાંધીના વિચારો ન સમજી શકું ?" શોભનકુમારે હસવા માંડ્યું.

"શોભનભાઈ માફ કરજો. માંસની વાત ખરી. પણ હું તેનો ઉલ્લેખ નથી કરતો. આપણા ગામના પેરિસ અને બેલ્જિયમમાં રહેતા બીજા માણસોએ ત્યાંની સ્ત્રીઓ સાથેના તમારા વ્યવહારો વિષે જે વાતો કરી છે તે ઉપરથી કહું છું. હું માનું છું કે હાલની તમારા મનની સ્થિતિ અતિભોગનું પરિણામ છે" —ગણપતલાલ અપ્રિય–સત્ય કથનના દુઃખદ પ્રસંગને ઉચિત અભિનયો કરતા બોલ્યા.

"ઓહો ! ક્યારનું તમારા મનમાં એ છે ? ઠીક ઠીક ! હા, હા, તમે કહો છો એ વાત સાચી હશે........પણ તમને હું એક વાત કહું ? સ્ત્રીના જીવંત શરીરને સ્પર્શ કરે મને બાર વર્ષ ઉપર થઈ ગયાં ! મારી પત્નીના શબને દાહ દેતાં—આજે જે મૂરખાઈ લાગે છે પણ તે સમયે શું હતું તેની ખબર નથી—તેના કપાળ ઉપર મેં એક ચુંબન મસાણિયાઓની સભામાં જાહેર રીતે કર્યું હતું;—ત્યાર પછી કોઈ સ્ત્રીને અડવાની ઊર્મિ થઈ આવી હોય એમ મને યાદ નથી. પણ હું જિતેન્દ્રિય છું કે મારામાં કામવાસનાનો અભાવ છે કે એવું કશું કૃપા કરી માની ન લેશો...એ સાચી વાત છે કે આપણા દેશમાં અને યુરોપમાં મારી શ્રીમંત સ્થિતિ અને ખરચાળ ટેવને લઈને સુંદરમાં સુંદર કહેવાય એવી સ્ત્રીઓના સંબંધમાં હું આવ્યો છું. મને એમના વિષે પ્રાથમિક આકર્ષણ પણ થતું. હું કોઈ સતો હોવાનો દાવો કરતો

નથી. હું સ્રીસૌંદર્યથી આકર્ષાઉં છું...અરે પણ ગાંધીના અનુયાયી આગળ હું ક્યાં આવી વાત કરું છું? તમારી વિચારસરણીવાળા માણસને તો એ સમન્વય પણ નહિ કે સ્રીસૌંદર્યથી આકર્ષાતો વળી મારા જેવો માણસ સ્રીને કામસ્પર્શ ન કરવાનો દાવો ક્યાંથી કરી શકે?"

"હું એમ કહું છું એમ નથી. એ તો તમારા યુરોપના ચિત્તશાસ્ત્રીઓ અને કામશાસ્ત્રીઓ કહે છે. તમે તો ફ્રૂડનો મત જાણતા હશો. એ તો માણસની બધી લાગણીઓનું મૂળ કામ-વાસનામાં જ જુએ છે" ગણપતલાલ વિદ્વત્તાથી શોભનકુમારને મ્હાત કરતા હોય એમ બોલ્યા.

શોભનકુમારને વળી ખડખડાટ હસવું આવવા લાગ્યું. એના હાસ્યથી જ ગણપતલાલને પોતે જાણે હારી ગયો હોય એમ લાગ્યું.

"તમે ફ્રૉઈડ વગેરેને જાણો છો?...હું તમારા જેટલો વિદ્વાન નથી પણ મારે ધંધાના અંગે ફ્રેંચ, જર્મન, આદિ ભાષાઓ જાણવી પડી છે; અને અમારો ધંધો દિવસમાં બેત્રણ કલાકથી વધારે નહિ એટલે બાકીનો વખત વાંચવામાં કે સુંદર કહેવાતી સ્રીઓના સમાગમમાં જ ગાળવાનો હોય! મેં ફ્રૉઈડ વગેરેને મૂળમાં વાંચ્યા છે. મને અંગ્રેજી બરાબર નથી આવડતું પણ કૉન્ટીનન્ટના લેખકોનો અંગ્રેજીમાં કચૂંબર થઈ જાય છે એવી ફરિયાદ ત્યાંના કેટલાક લેખકો તરફથી સાંભળી છે. વારું, પણ હું તમને કહું? હું માનું છું કે આ બધા ફ્રૉઈડને કોઈ પણ પારમાર્થિક વસ્તુનું ભાન નથી. પણ એ વાત જવા દઈએ!...અરે પણ સુલેખાને ચહા લઈ આવતાં આટલી બધી વાર કેમ થઈ?... કોઈ મળવા આવ્યું હશે!"

ગણપતલાલ શોભનકુમારની છૂટથી બોલવાની રીત અને વિચિત્ર વિચારો જોઈ જરા ચકિત થઈ ગયા હતા. પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિના વિદ્વાન ગણાતા ગુજરાતના કેટલાક લેખકોને અનુસરી તેમણે પૂર્વનું સારું અને પશ્ચિમનું સારું ભેગી કરી એક આદર્શ સંસ્કૃતિ ઘડી હતી તે, પોતાને અભણ જણાવતા આ માણસની નિખાલસ વાતચીત આગળ જાણે ગોટાઈ જતી હોય તેમ તેમને ભાસવા લાગ્યું. અને એમાંએ 'સુંદર કહેવાતી સ્ત્રીઓ' એ શબ્દોથી શોભનકુમારનો શો અભિપ્રાય હશે એ જાણવાની એમને જિજ્ઞાસા થઈ.

"એ તો બધું ઠીક! પણ શોભનભાઈ, 'સુંદર કહેવાતી સ્ત્રીઓ' થી તમે શું કહેવા માગો છો! મને લાગે છે યુરોપની પાઉડર અને લિપસ્ટિકથી રૂપાળી લાગતી સ્ત્રીઓની તમે વાત કરતા હશો?"—ગણપતલાલે પૂછ્યું.

શોભનકુમારે સ્મિત કરી કહ્યું: "તમને ખાદીવાળાઓને પણ સુંદર સ્ત્રી વિષે જિજ્ઞાસા તો હોય છે! ચાલો એ પણ ઠીક છે. તમારામાં સુંદર સ્ત્રીમાં રસ લેવા જેટલી માણુસાઈ રહી છે. એટલે મને આશા છે કે થોડા સમયમાં જ ચાલુ રાજકીય ગોટાળામાંથી પણ તમે બહાર નીકળી શકશો....સુંદર સ્ત્રી! આ વિષે મારા અનુભવો અને અભિપ્રાયો તમને વિલક્ષણ લાગશે. પણ યુરપની સ્ત્રીઓને ન્યાય આપવા ખાતર કહી દઉં કે મારી ભાવનાને એમના પાઉડર આદિ સાથે કાંઈ સંબંધ નથી. સુંદર થવાના પાઉડર અને લિપસ્ટિક ઉપરાંત એ સ્ત્રીઓ બીજા ઘણા ઉપાયો જાણે છે જેની તમને કલ્પના સરખી પણ નહિ આવે! ...અરે પણ ચ્હા કેમ ન આવી? એ સુલેખાબહેન!"

'બ્હેન' નો 'એ' લંબાવી શોભનકુમાર બોલ્યા. બહેન હસતાં હસતાં બહાર આવ્યાં અને ચ્હા આવે છે એવું આશ્વાસન આપી પોતે પોતાની સખી સુમિત્રાની સાથે અંદર ચ્હા પીશે એમ જણાવી ઘરમાં ગયાં. ગણપતલાલ જરા નિરાશ થયા!

ભાઈબહેનનો આટલો સરલ સંબંધ અને શોભનકુમારના સ્ત્રીઓ વિષેના આવા વિલક્ષણ વિચારોનો મેળ ગણપતલાલને કરવો કઠણ થઈ પડ્યો.

ચોમાસાના દિવસનો નમતો પહોર હતો. વરસાદ વરસી ગયો હતો તો પણ વાદળાં બહાર બેસનારને છાંયો આપે જતાં હતાં; અને છતાં યે આજુબાજુની ઘાસ ઉપર પડેલા જલબિંદુઓને સૂર્યના તેજથી વિવિધ રંગલીલા કરવામાં અંતરાય નહોતો આવતો.

ચ્હા આવી. વચમાં મેજ ઉપર કીટલી વગેરે મૂકાયાં. શોભનકુમારનું મુખ વિચારમૂક હતું, આંખ ઘાસ ઉપરના જલબિંદુઓની રંગલીલા જોતી હતી, અને હાથ ચ્હા બનાવતા હતા. ચ્હાનો પ્યાલો ગણપતલાલ આગળ ધરી કહ્યું: "લ્યો, ચ્હા પીતાં પીતાં સ્ત્રીસૌંદર્યની વાત કરવી ઠીક પડશે!"

ગણપતલાલે હસતાં હસતાં કહ્યું: "વારું! તમારી સૌન્દર્ય-મીમાંસા ચલાવો."

શોભનકુમારે કહ્યું: "માફ કરજો. એવા અઘરા શબ્દો મને વાપરતાં આવડતા નથી. ગુરુની કૃપાથી હું તે બધા સમજી શકું છું. તમને ખબર નહિ હોય પણ ગુરુને મળ્યા પહેલાં મને આ તમારું ગુજરાતી બોલતાં યે બહુ તકલીફ પડતી!"

ગણુપતલાલે ચ્હાનો પ્યાલો મેજ ઉપર મૂક્યોઃ "મને તમારા ગુરુ–બુરુમાં શ્રદ્ધા નથી. મારે તો તમારા અનુભવો જાણવા છે." પ્યાલો હાથમાં લઈ ચ્હા પીવા માંડી.

શોભનકુમારે એક પ્યાલો ખાલી કરી બીજો ભર્યો અને ગણુપતલાલને લેવા આગ્રહ કર્યો પણ તેમણે ના પાડી.

"વારું મિ. ગણુપત, તમને ગાંધી ઉપર જેવી શ્રદ્ધા છે એવી મને મારા ગુરુ ઉપર છે. પણ એ વાત જવા દઈએ. તમે સુંદર ચહેરો કોને કહો ?" શોભનકુમાર પોતાને વિશદ પણ શબ્દમાં મૂકવો કઠીન એવા અનુભવને વાચ્ય કરવાનો પ્રયત્ન કરતા બોલ્યા.

"એ વિષે મારે કાંઈ નવું કહેવાનું નથી. સુંદર ચહેરો અને કદ્રૂપો પહેરો પછી તે સ્ત્રીનો હોય કે પુરુષનો તે સહેલાઈથી અને પ્રત્યક્ષ દેખાય છે" ગણુપતલાલે કહ્યું.

"એ તમારી વાત સાચી. સૌંદર્ય કાંઈ એકલા સ્ત્રીના ચહેરામાં હોતું નથી. પણ તમને કોઈ દિવસ એવો અનુભવ નથી થયો કે અમુક સ્ત્રીનો ચહેરો પ્રથમ નજરે એકદમ આકર્ષક લાગે અને જેમ જેમ તેના તરફ વધારે જોતા જઈએ તેમ તેમ જુગુપ્સા ઉત્પન્ન થતી જાય ? મારો લગભગ એવો અનુભવ છે, એટલા માટે જ પ્રાચીનોને અનુસરી હું કહું છું કે સ્ત્રીમાં કશું આકર્ષક નથી–સ્ત્રીના કારણે માણસે જીવનના વધારે સાચી રીતે આકર્ષક ધ્યેયોને ગગાડવાં ન જોઈએ. મોક્ષ મેળવવો એ પરમ ધ્યેય છે એમ પ્રાચીનો માનતા અને હું પણ માનું છું. સ્ત્રી પ્રથમ દૃષ્ટિપાતે આકર્ષી માણસને એનું ધ્યેય ભૂલાવી દે છે, અને પછી સ્ત્રી તરફ ધીમે ધીમે અણુગમો થાય છે અને માણસ ગાંવરા જેવો–અ મારી માફક, દુનિયાના જંગલમાં ભટક્યા કરે છે :

' અહા હું એકલો દુનિયાં–બીયાબોંમાં સુનો ભટકું '
અમારા ગુરુના એક શિષ્ય બોલતા હતા તેની માફક. શોભનકુમારે બીજો પ્યાલો ખાલી કર્યો અને ત્રીજી વાર ભર્યો.

" મિ. ગણપત, પહેલાં, હું દારૂની બાટલીઓ ખાલી કરતો હવે ચ્હાની કીટલીઓ ખાલી કરું છું. ગુરુની કૃપાથી દારૂની બાટલી બંધ થઈ તેમ ચ્હાની કીટલી પણ બંધ થશે. પણ તમને એ આશ્ચર્ય લાગશે કે માંસ અને મદિરા સેવ્યા છતાં ત્રીજા 'મમ્મા' 'માનુની'માં હું કેમ લુબ્ધ ન થઈ શક્યો? મારી મુસિબત સમજાવું ! હું કોઈ એક સુંદર સ્ત્રી જોઉં–તે હંમેશા યુવતિ હોય એવું કાંઈ નહિ, કાંઈ યુવતિઓ જ સુંદર દેખાય છે એમ નથી !–હું બહુ સહેલાઈથી તેના સમાગમમાં આવી શકતો. વધારે પરિચય થતાં, સ્ત્રી ઠીક દેખાવાનો પ્રયત્ન શિથિલ કરતાં, તે વાત કરતી હોય અને ઓચિંતી મારી નજર તેના ચહેરા ઉપર પડે, અને કોઈ ન સમજાય એવા કારણથી અણગમો પેદા થાય ! મોટા ભાગે આટલાથી જ હું સંબંધ ઓછો કરી નાંખતો. પણ ઘણી વાર તો એક જ મુલાકાતમાં સંબંધ પૂરો થતો. બહૂ ઝાકઝમાળ મોઢું હોય ! પણ અકસ્માત ડોક ફરે અને એકદમ કદ્રૂપું લાગવા માંડે. પણ એક સ્ત્રી હિંદુસ્તાનમાં મેં એવી જોઈ કે જેનું મુખ ઘાટીલું હતું, જે પ્રોફાઈલમાં પણ ઘાટીલી લાગતી પણ તેના આખા ચહેરા ઉપર એક એવી મૂર્ખતા હતી કે આપણને હસવું આવ્યા વિના રહે નહિ ! અને હું તમને કહું કે જેમ જેમ સ્ત્રીઓના વિષે મારું મન વધારે નિખાલસ થતું ગયું તેમ તેમ જાતજાતની સ્ત્રીઓનું નિરીક્ષણ કરવાની મને ટેવ પડતી ગઈ. કોઈક વાર મને લાગતું કે હું ચોરી કરું છું, પણ જે લોકોને વેપાર કરવાની ટેવ હોય છે તેઓ સાધારણ રીતે આવા વેદિયાવેડાથી

ગભરાતા નથી. તમારા વકીલોનું પણ એમ જ હશે–હું ધારું છું. ગાંધીના અનુયાયી હોવા છતાં તમારામાં માણસાઈ છે તેનું કારણ મને એ લાગે છે કે તમે વકીલાત કરો છો. ”

શોભનકુમારે ત્રીજો પ્યાલો કયારનો એ પૂરો કર્યો હતો, અને કીટલીમાં વધારે ચા હશે એમ ધારી તે પ્યાલા ઉપર ધરી, પણ થોડાં ટીપાં જ પડયાં એટલે ઢાંકણું ઉઘાડયું તો ચાનાં ફોતરાં પ્યાલામાં પડયા. આથી શોભનકુમારને ખૂબ હસવું આવ્યું.

ગણપતલાલને શોભનકુમારની વાત સાંભળી બહુ જ આશ્ચર્ય થયું. ખરેખર શોભનકુમાર વિચિત્ર માણસ હતો! પ્રથમ તો ગણપતલાલને લાગ્યું કે શોભનકુમાર બદમાસ માણસ છે. પણ તેના દીલમાં શોભનકુમાર પાસેથી સ્ત્રીઓ વિષે વધારે જાણવાની ઇચ્છા થઈ. આ જિજ્ઞાસાના મૂળમાં કામવાસનાની ગલગલીનો ગૂઢ રીતે અનુભવ ગણપતલાલને ન થયો એમ નહિ. પણ જેઓને પોતાની વાસનાઓને કૃત્રિમ રીતે દાબી દેવાની ટેવ હોય છે તેઓ કોઈ દિવસ સરળ થઈ શકતા નથી.

“ શોભનભાઈ, તમારી આ વાતો સાંભળી મને ઘણું દુ:ખ થાય છે. તમે સ્ત્રીઓ તરફ આવી દૃષ્ટિ રાખો છો એમ જાણ્યા પછી કોઈ પણ ગૃહસ્થ માણસ કે સારી સ્ત્રી તમારી સાથે વાત પણ શા માટે કરે એ મને સમજાતું નથી. તમારા અભિપ્રાયો હલકી સ્ત્રીઓના સહવાસમાંથી ઉત્પન્ન થયેલા છે–” છેવટનું વાકય બોલતાં ગણપતલાલ પોતાની જાતને ગુસ્સામાં લાવી શકયા હતા.

શોભનકુમારે પોતાનું હસવું રોકવાનો વ્યર્થ પ્રયત્ન કર્યો.

“ તમારો સ્વભાવ મિ. ગણપત સ્ત્રીઓ જેવો લાગે છે. સ્ત્રીઓ જયારે ગુસ્સો કરે છે ત્યારે અમે તુરત જ ગુસ્સાનું કારણ

સમજી જઈએ છીએ. તમે એમ કહોને કે તમારે એ જાણવું છે કે મારી આવી દૃષ્ટિ જેને તમે મલીન ગણો છો–તેવી દૃષ્ટિ હોવા છતાં પણ હું શી રીતે સારી સ્ત્રીઓના સમાગમમાં આવી શકું છું! તમારે એ વશીકરણની કળા જાણવી છે ખરું ને?"– શોભનકુમારને ઘણું હસવું આવ્યું અને ગણપતલાલ આભો બની ગયો.

"વારું સાંભળો. હું જ્યારે એમ કહું છું કે કોઈપણ સ્ત્રી સુંદર નથી ત્યારે એનો એ અર્થ છે કે સ્ત્રીની કિંમત એના રૂપથી કરવી એ ખોટી છે. કોઈ પુરુષ કદ્રૂપો હોય અને છતાં જેમ આપણે તેને માન આપી શકીએ છીએ; – માફ કરજો પણ તમે તમારા ગાંધીના અનેક ગુણોમાં સુંદરતાનો ગુણ પણ નહિ ગણતા હો અને છતાં તમે બધા એમને માન આપો છો–એ રીતે સ્ત્રી સુંદર હોય કે ન હોય તેનો વિચાર કર્યા વિના આપણે તેની સાથે વ્યવહાર ન કરી શકીએ? હું ખાતરીથી કહી શકું છું કે મારા સંબંધમાં આવેલી કોઈપણ સ્ત્રીને તેની બીજી યોગ્યતા પ્રમાણે માન આપવામાં મેં કદી ભૂલ કરી નથી. પણ તે સ્ત્રી છે–રૂપાળી છે તેના પ્રમાણમાં નહિ! છતાં દુઃખની વાત એ છે કે સ્ત્રીઓ પોતે રૂપથી જ પોતાની કિંમત કરાવવા ઇચ્છે છે; નહિ તો શણગાર પાછળ તેઓ આટલો બધો વ્યર્થ પ્રયત્ન કરે! તમને ગુસ્સો ચડે છે ત્યારે કહું છું કે કેટલીએ સભ્ય દેખાતી સ્ત્રીઓને અસભ્ય થતી અટકાવીને મેં એમને એમની જાતનું ભાન કરાવ્યું છે. તમે કદાપિ એમ માનતા હશો કે પુરુષો જ અસભ્ય હોય છે, અને સ્ત્રીઓને ફસાવે છે. પણ સ્ત્રીઓને પોતાને ફસાઈ જવાની કેટલી ઇચ્છા હોય છે તે અમારા જેવા જ જાણે છે. પણ તમારે તો મારી પાસે–પેલો કયો શબ્દ વાપર્યો? – 'સૌંદર્યમીમાંસા' જાણવી છે."

આકાશ સામું જોઈ થોડી વાર શોભનકુમાર મૂક રહ્યા. પછી: "સૌંદર્ય એ કોઈ જડ વસ્તુ નથી. હાં–" મગજમાંથી વિચારને ખેંચતા હોય તેમ બોલ્યા: "હાં પણ તે એક સતત ચાલતી–જીવતી–ક્રિયા છે. કોઈ એક સ્ત્રીનાં અવયવો ઘાટીલાં હોય, મુખ સારા આકારવાળું હોય–સ્ત્રીના રૂપરંગમાં રંગને બહુ સ્થાન ન હોવું જોઈએ–પણ તે ફક્ત એટલું જ નથી હોતું. કોઈ એક સુંદર મૂર્તિને .સુંદર કહ્યા પછી સુંદર જ કહીશું–સુંદર મૂર્તિઓ જોવી હોય તો તમારે પૅરિસનું મ્યૂઝિયમ જોવું જોઈએ. પણ સ્ત્રી કાંઈ જડ મૂર્તિ નથી. તેનો ચહેરો તેના આત્માનો સૂચક છે. સ્ત્રીઓને ન્હાનપણથી ડાહ્યા રહેવાનો પાઠ આપવામાં આવે છે એટલે દરેક સ્ત્રી પ્રથમ દષ્ટિપાતે આકર્ષક લાગે છે. પણ તમે જેમ જેમ વધારે નિખાલસ થાઓ તેમ તેમ તેના મનોભાવનાં પરિવર્તનો તેના મુખ ઉપર જોતા જાઓ છો. ત્યારે જ, ઘણી વાર, કોઈ ન સમજાય એવી રીતે સુંદરમાં સુંદર મ્હોડું પણ નાસી જવાનું મન કરાવે એવી જુગપ્સા ઉત્પન્ન કરે છે. પણ આનાથી ઊલટી એક વાત કરું. ફ્રેંચ ભાષાનો સારી રીતે ઉચ્ચાર શીખવા માટે સ્ત્રી શિક્ષિકાઓ જ સારામાં સારું કામ આપે છે. હું ઘણી વાર જેને બધા મારા મિત્રો સૌન્દર્ય વિનાની ગણતા એવી સ્ત્રી પસંદ કરતો. અને તમે માનશો–એ જ્યારે ફ્રેંચ બોલે ત્યારે મને તેના પગે પડવાનું મન થતું! અને અમે જ્યારે કોઈ ચાલુ વિષયની ચર્ચા કરતા ત્યારે તેના મુખ ઉપર બુદ્ધિના પ્રસાદનું જે તેજ દેખાતું તેથી ખરેખર તે સુંદર લાગતી. પણ દુઃખની વાત તો એ છે કે સ્ત્રીઓનો મોટો ભાગ પોતાના રૂપથી જ જીવતો હોવાથી થોડીક બુદ્ધિશાળી અને ખરેખર જીવંત આત્માવાળી સ્ત્રીઓ પણ એ પ્રવાહમાં ખેંચાય છે; અને દર્પણમાં પોતાનું પુરુષોને અનાકર્ષક મ્હોડું જોઈ નીસાસા નાંખે છે–અને

એ બાબતનું સ્મરણ પુરુષો સાથેના વ્યવહારમાં તેઓ કદાપિ દૂર કરી શકતાં નથી. મારા જેવા સ્ત્રીપૂજારી સાથેના વ્યવહારમાં યે એ વિસરી શકતાં નથી. ”

“ તમે તમારી જાતને સ્ત્રીપૂજારી માનો છો એ તમારા અવ્યવસ્થિત મગજની નિશાની છે. થોડાક સમય પહેલાં જ તમે કહ્યું હતું કે તમે પ્રાચીનોના સ્ત્રીધિક્કારમાં સંમત છો ” ગણપતલાલે પોતાને કાંઈ પણ ન સમજાયાથી આવેશમાં આવી કહ્યું.

સુલેખા અને સુમિત્રા ઓટલા ઉપર દેખાયાં. શાભનકુમારે ઊભા થઈ કહ્યું: “ આવો સુમિત્રાબહેન ! સુલેખા, એમને કેમ એટલી વારમાં જવા દે છે ? કે મારા સ્ત્રીઓ વિષેના વિચારો તમે ઘરમાંથી સાંભળતા હતા ? ”

સુલેખાએ કહ્યું: “ અમને તમારા સ્ત્રીઓ વિષેના વિચારોની મુદ્દલે કિંમત નથી. પણ આ સુમિત્રાબહેન આપણા ગામથી આવ્યાં છે અને આપણા ઘેર એક દિવસ પણ રહેવાની ના પાડે છે. સ્ત્રી વિષેના તમે ઘાંટા પાડીને જગજાહેર કરેલા તમારા વિચારો મારી સાથે વાત કરતાં કરતાં એ સાંભળતાં હોય એમ દેખાતું હતું. ”

સુમિત્રાએ કહ્યું: “ તમે છેવટે તો તમારી જાતને સ્ત્રીના પૂજારી તરીકે જાહેર કરી ! ” પણ એ શબ્દો પૂરા કરતાં તેનું મ્હોંડું જરા પડી ગયું–તે સુલેખા અને ગણેશલાલના ધ્યાનમાં આવ્યું.

“ હું સ્ત્રી–પૂજારી છું ! જો કે હું માનું છું કે આ દુનિયામાં એક પૂજાએ બીજી પૂજાના વચમાં ન આવવું જોઈએ. પણ તમે ત્યાં ઓટલા ઉપર કેમ ઊભાં છો ? અહીં ખુરશીઓ ખાલી છે; કે સ્ત્રીદ્વેષીની સાથે ન બેસવાનો તમે નિશ્ચય કર્યો છે ? પણ આ મિ. ગણપતલાલ તો ખરેખરા સ્ત્રીપૂજક છે. તે સ્ત્રીઓ સ્ત્રીઓ છે માટે એમનો કોઈ પણ દોષ જોવા તૈયાર નથી. ”

"મેં ક્યારે એમ કહ્યું છે? હું તો તમને એમ કહું છું કે તમે સ્ત્રીઓ તરફ જે દૃષ્ટિથી જુઓ છો એ તિરસ્કાર કરવા યોગ્ય છે" ગણપતલાલે કહ્યું.

"હવે તમારી ચર્ચા બંધ થાય તો સારું! કોઈ પણ સ્ત્રી તમારા અભિપ્રાયની પરવા કરતી નથી, છતાં શા માટે તમે થુંક ઉડાડો છો? એ જ બતાવે છે કે તમે કોઈ પણ રીતે સ્ત્રીઓની મહેરબાનીમાં આવવા ઇચ્છો છો?" સુલેખાએ સૂગ ચડાવી કહ્યું.

"એ આ મિ. ગણપતલાલ જેવા સ્ત્રીભક્તનો હેતુ હશે! પણ સુલેખા! એમાં તારું નાક આમ શાની ચડાવે છે? હવે જો હું એમ કહું કે સુલેખા જેવી સુંદરી પણ જ્યારે નાક આવી રીતે ચડાવે છે ત્યારે કદ્રૂપી લાગે છે તો મિ. ગણપતલાલ કહેશે કે મારી દૃષ્ટિ દૂષિત છે—" શોભનકુમારે ગંભીરતાથી બોલવાનો અભિનય કર્યો જેથી બધાંને હસવું આવ્યું.

સુલેખા અને સુમિત્રા ખુરશીઓ ઉપર ગોઠવાઈ ગયાં હતાં.

"કેમ સુમિત્રાબહેન, અમારા ઘરની મહેમાનગીરી પસંદ નથી? એકલાં આવ્યાં છો કે બાપુ સાથે છે?" શોભનકુમારે પૂછ્યું.

"ના, હું એકલી આવી છું. બાપુજી જે ગુરુની ભક્તિ કરે છે તેના તમે યે શિષ્ય થયા છો ને? આટલી બધી નાસ્તિકતામાંથી આટલી બધી આસ્તિકતા શી રીતે આવી?" સુમિત્રા મ્હોંડાની રેખાઓ જે રડવાનું રૂપ ધારણ કરવા પ્રયત્ન કરતી હતી તેને સંયમમાં રાખવાનો પ્રયત્ન કરતાં બોલી.

જવાબમાં શોભનકુમાર ફક્ત એમનું સહજ હાસ્ય હસ્યા.

ગણપતલાલે સુલેખાને કહ્યું: "સુલેખાબહેન આ શું ગુરુનું

ધતીંગ તમારા ભાઈને વળગ્યું છે? બધા પાખંડી છે!

"ફક્ત તમારો ગાંધી એકલો પાખંડી નથી! તમે બધા ગાંધીના અનુયાયીઓ કેટલા અસહિષ્ણુ છો!" શોભનકુમારે કહ્યું: "સુમિત્રાબહેન અહીંઆ કેમ આવવું થયું?"

"તમારા ગુરુને મળવા" સુલેખાએ કહ્યું. "પણ એમને તમારા ગુરુમાં શ્રદ્ધા નથી. એ તો એમના બાપુના કહેવાથી મળવા આવ્યાં છે."

"તો પછી તમે શા માટે અહીં રહેતાં નથી? સચ્ચિદાનંદ પ્રભુ અહીં આવવાના છે. એમની પાસે રહેવા માટે તો આ વેરાન જેવા સ્થળમાં મેં મકાન કરાવ્યું છે. તમે એમના પરિચયમાં આવશો તો જરૂર એ મહાત્માને પીછાનશો. એમણે અનેક જીવોને શાન્તિ આપી છે. ફક્ત આ મારી બહેનને કોઈ મહાત્માની જરૂર પડતી નથી!" શોભનકુમારે કહ્યું.

"મારો આત્મા શાન્ત છે. મારે કોઈ મહાત્માની જરૂર નથી. હું, પુરુષ ક્યારે સુંદર દેખાય છે અને ક્યારે નથી દેખાતો એની ફિલસૂફી ડહોળતી નથી!" સુલેખાએ કડોરતાથી કહ્યું.

શોભનકુમારનું મ્હોડું પડી ગયું: "તમે શા માટે ચોરીથી અમારી વાતો સાંભળતા હતા?"—શોભનકુમારે હસવાનો પ્રયત્ન કર્યો પણ હસાયું નહિ. બહેનને ખરેખર માઠું લાગ્યું છે એ સમજાતાં શોભનકુમાર હસી શકયા નહિ. બહેનના વાક્યોનો મર્મ પણ એમને મુંઝવવા લાગ્યો.

પોતે સ્ત્રીના સ્પર્શ—સંગથી મુક્ત રહ્યા છતાં અશાન્ત હતો, પોતે સ્ત્રીના સૌન્દર્યથી આકર્ષાતો અને એ સૌન્દર્યમાં સહેજ વિકાર

થતાં જુગુપ્સા પામતો, પોતે વિકારની લાગણી વિના સ્ત્રીસૌન્દર્ય જોઈ શકતો—આ બધા વચ્ચે કાંઈક વિલક્ષણ સંબંધ બહેનના વાકયોથી એમના મનમાં સ્ફુરવા લાગ્યો. સ્ત્રીસૌન્દર્ય તરફની આ દૃષ્ટિ અને આ અશાન્તિ વચ્ચે કાંઈક સંબંધ ગૂઢ રીતે દેખાવા લાગ્યો.

ભાઈનું મોંઢું પડી ગયેલું જોઈ બહેનને વળી પશ્ચાત્તાપ થયો. સુમિત્રા તો આંખ જ ઊંચી નહોતી કરતી. અને મિ. ગણપતલાલ જડની માફક આ બધું જોતા હતા.

" ભાઈ, સુમિત્રાબહેનને આપણા ઘેર રહેવાની હા પડાવો. આપણું ઘર હોય અને એમનાથી ધર્મશાળામાં રહેવાય ? "–સુલેખાએ પ્રસંગ બદલવા માંડયો.

" ધર્મશાળા પણ તમારા ભાઈની જ બંધાવેલી છે ને ? અને રસોડુંએ તમારા ખર્ચે જ ચાલે છે, એટલે હું ત્યાં રહું તોયે તમારા ઘેર જ છું ને ? ત્યાંથી ગુરુનું ધામ નજીક પડે અને પિતાજીનો પત્ર એકાંતમાં આપવાનો છે તે આપી શકાય " સુમિત્રાએ આનાકાની કરી.

" ના ના, એમ શા માટે કરો છો ? આજ રાતના ગુરુજી અહીં પધારવાના છે. સુલેખાબહેન ! એમના માટે ઓરડો સાફ-સુફ કર્યો છે ને ? પેલા લિંપણવાળા ઓરડામાં પધરાવવાના છે" શોભનકુમારે સહજ સ્થિતિ પ્રાપ્ત કરી કહ્યું.

" તમારા ગુરુની પધરામણી થવાની હોય અને મારાથી કાંઈ ઊણપ રખાય ?" સુલેખાએ હસતાં હસતાં કહ્યું.

" તમે મિ. ગણપતલાલ રહેશોને ? તમારે કાંઈ પૂછવું હોય

તો પૂછજો" શોભનકુમારે કહ્યું.

મિ. ગણુપતલાલ હસ્યા! "હું તો નર્મદા કાંઠે સહેલ કરવા આવ્યો છું. શુકલતીર્થ સુધી આવ્યો હતો અને તમારું નિમંત્રણ હતું એટલે થયું કે ચાલો તમને મળી લઉં. મને તમારા ગુરુ-બુરુને મળવાની કાંઈ ઇચ્છા નથી. વળી અસીલની મોટર લઈને આવ્યો છું એટલે જલદી પાછા જવું જોઈએ."

"તમારે ગુરુને નહિ મળવું હોય તો કોઈ દબાણ નહિ કરે! હું પોતે ગુરુ પાસે બેસી રહેતી નથી. પણ તમે આમ આવીને ચાલ્યા જાઓ એ ઠીક નહિ. શૉફરને કહો તે જાય. આવતી કાલે અમારી મોટરમાં ભરૂચ પહોંચતાં કરીશું" સુલેખાએ ગૃહસ્થાઈને છાજે એવો આગ્રહ કર્યો. ગણુપતલાલથી ના ન કહેવાઈ અને શૉફરને જવાની આજ્ઞા કરી દીધી.

૨

ચોમાસાની ચાંદની રાતોએ કવિઓનું જેટલું ધ્યાન ખેંચવું જોઈએ તેટલું ખેંચ્યું નથી. સાધારણ રીતે આકાશમાં ઘનઘોર વાદળાં હોય એટલે અંધારીઆ-અજવાળીઆને સરખા માની ચોમાસાની ચાંદની રાતનું વિશિષ્ટ સૌન્દર્ય જોવાની કોઈને અપેક્ષા રહેતી નથી. પણ ગમે તે કારણથી—

"રજની મહિં સખી ઘણીક વેળ,
નયન મળે નહિ ઉંઘ જાય ચાલી"

અને પ્રિયતમાનો વદનસુધાકર પણ જેને જોવાનો ન હોય તે કોઈક વાર પથારી છોડી અગાશી કે છજામાં આવી આજુબાજુ દૃષ્ટિ નાંખે તો તે કોઈ અલૌકિક સૌન્દર્યનો ભોક્તા થાય છે.

## જીવનનાં વહેણો

શોભનકુમાર અગાશીમાં આંટા મારતા હતા. ઝીણી ઝીણી ફોરમ પડતી હતી. ચંદ્રસ્થાનેથી વાદળાં ખસી ગયાં હતાં અને જાણે પોતાના વિવિધ રૂપ ચંદ્રતેજથી જગતને બતાવવા ઇચ્છતા હોય એમ ગોઠવાઈ ગયાં હતાં. મદભર નર્મદા વેગથી ધસતી હતી. જલબિંદુઓથી અંકિત થયેલાં ઘાસ અને વૃક્ષોનાં પાંદડા ઉપર ચંદ્ર કિરણોની એક લીલા ચાલતી હતી, અને બીજી નર્મદાના પ્રવાહ ઉપર ચાલતી હતી.

ગુરુએ શોભનકુમારને ચિત્તનદીના પ્રવાહનું નિરીક્ષણ કરવાનું કહ્યું હતું. ગુરુએ સૂચવ્યું હતું કે ચિત્તનદી 'ઉભયતોવાહિની' છે, કલ્યાણ થાય એમ પણ વહે છે અને પાપ થાય એમ પણ વહે છે. ગુરુનો આદેશ હતો કે શોભનકુમારે પોતાની ચિત્ત–નદીની દિશા પારખવી.

શોભનકુમારની દષ્ટિ આકાશ તરફ હતી. દિવસે દેખાય તેના કરતાં ચંદ્રના તેજથી વાદળાં જુદી જાતનાં દેખાતાં હતાં: કોઈ કોઈના આકારો પ્રકાશમાં અતિશય ભયંકર લાગતા હતા! શોભનકુમારને હૃદયની ગુફાઓમાંથી નીકળેલાં ભૂત જેવા તે લાગતાં હતાં. ઘડીભર દષ્ટિ રેવાના પ્રવાહ ઉપર પડી: "આ પ્રવાહે કોનું 'કલ્યાણ' કર્યું હશે અને કોનું 'પાપ' કર્યું હશે?" શોભનકુમારને પોતાની ચિત્ત–નદી કાંઈક રેવા જેવી અગમ્ય લાગી.

ગુરુની પાસે રાત્રે બધાં મળ્યાં હતાં. સુમિત્રાના પિતાનો પત્ર ગુરુએ એકાન્તમાં વાંચ્યો હતો. મિ. ગણપતલાલની ઇચ્છા પહેલાં તો ગુરુને મળવાની ન હતી. પણ આ 'ધતીંગ' જોવાની ઇચ્છાથી અને ગુરુ ખરેખર કોઈ વિચારશીલ પુરુષ હોય તો તેને શોભનકુમારની આખી 'સૌન્દર્યમીમાંસા' કહી દેવાની હતી.

સુલેખા ગુરુની બધી સગવડ સાચવી, ગુરુને નમસ્કાર કરી એક બારી આગળથી રેવાનું નિરીક્ષણ કરતી હતી. પત્ર આપીને આંસુ ભરી આંખે સુમિત્રા પણ સુલેખા પાસે આવી હતી. સુમિત્રાને પત્રમાં શું હતું તેની ખબર ન હતી, પણ પત્ર વાંચતા ગુરુની આંખના ચમકારાથી કાંઈક સમજી હતી. એમાં એક જાતનો અમર્ષ હતો. ગુરુએ પત્ર વાંચી સુમિત્રાને એક સવાલ પૂછ્યો હતોઃ "કેમ સુમિત્ર કુંવારાં જ રહેવું છે ને?" સુમિત્રા ઉત્તર આપ્યા વિના આંસુ ભરી આંખે સુલેખા પાસે આવી હતી. સુલેખા આંસુનો અર્થ જાણતી હતી.

સુમિત્રાના ગયા પછી શોભનકુમાર અને ગણપતલાલ સચ્ચિદાનંદને મળ્યા હતા. ગણપતલાલ ઉપર ગુરુના 'યોગાભ્યાસ પ્રબલ થયા શા યોગ્યતામાં ઠરેલા' આકારની છાપ પડી હતી. એ શોભનકુમારની 'સૌન્દર્યમીમાંસા' અને 'સ્ત્રીઓની સૂગ' સમજી શક્યા ન હતા; સાથે પોતે પહેલાં થયેલી વાતચીતમાં જરા મૂર્ખ જેવો દેખાયો હતો તે ભાવ પણ વેર લેવા ઇચ્છતો હતો. અને તેથી તેમણે શોભનકુમારની સમક્ષ ગુરુ આગળ આખી 'સૌન્દર્ય-મીમાંસા' રજૂ કરી હતી. શોભનકુમારને એક રીતે શાંતિ થતી હતી. કારણ આ વિષય ગુરુ આગળ પોતે કદાપિ રજૂ ન કરી શકત; અને ગુરુ આગળ પોતાનું આખું મન વ્યકત કરવાની તેમને ઇચ્છા હતી. આખો અહેવાલ સાંભળી ગુરુને ઘણું જ હસવું આવ્યું. ગુરુના અને શિષ્યના બન્નેના હાસ્યમાં ગણપતલાલને અમુક સમાનતા લાગી. ગણપતલાલ સૂવા ગયા પછી ગુરુએ શોભનકુમારને પોતાનું ચિત્ત તપાસવાની આજ્ઞા કરી હતી; અને જો વિદેહ થયેલી પત્ની રજા આપે તો ફરી પરણવાનો વિચાર કરવા સૂચના કરી હતી.

શોભનકુમાર અગાસીમાં આંટા મારતા હતા ત્યારે સુલેખા સુમિત્રાને છાતી સરસી ચાંપી આશ્વાસન આપતી હતી. ભાઈએ પોતાને અનેક વાર ફરી લગ્ન કરવાનું કહ્યા છતાં પોતાનું સ્વાતંત્ર્ય જતું કરવાની તેને કદી ઇચ્છા થઈ ન હતી એ પણ તેણે સુમિત્રાને સમજાવ્યું; વળી ભાઈને સ્ત્રીઓની કેવી સૂગ છે તે પણ યાદ કરાવ્યું; જો કે સાથે સાથે ભાઈની પ્રથમ પત્ની તરફની વફાદારીની પણ પ્રશંસા કરી. (ભાઈની અશાન્તિ અને સૌન્દર્યમીમાંસાનો સંબંધ પોતે કરી આપ્યો હતો પણ તેના સ્વરૂપનો સુલેખાને ખ્યાલ ન હતો.) સુમિત્રા આમ અઠ્ઠાવીશ વર્ષ કૌમાર સેવ્યા પછી સોળ વર્ષની ઉંમરે જેને પરણવાની ઇચ્છા થયેલી તે પુરુષને પરણવાની વાત તો નહોતી કરતી, કદાપિ વિચાર પણ નહોતી કરતી, છતાં તેના દીલનું દુઃખ અદમ્ય હતું એ સુલેખા સમજતી હતી. હસતા ભાઈનું દુઃખ પણ અદમ્ય હતું તે પણ જાણતી હતી. છતાં ભાઈને સુમિત્રા ઉપર ખાસ ભાવ ન હતો એમ પણ તે જાણતી હતી. ભાઈના દુઃખનો અર્થ સુલેખા મૃત પત્નીનો શોક માનતી; જો કે ભાઈને ફરી પરણાવવા તેણે પ્રયત્નો કરેલા, અને જ્યારે નિષ્ફળ ગઈ ત્યારે એક નાતિલીબાઈને તેણે કહેલું કે 'ભાભી પાછાં અવતાર લે તો ભાઈ પરણે.' સતી માટે ઝુરતા ભગવાન શંકર જેવા તેને ભાઈ લાગતા હતા.

સુમિત્રામાં ભાઈ તરફ મમતા ઉત્પન્ન કરવામાં પોતે જવાબદાર હતી તેનું સુલેખાને સ્મરણ હતું.

અત્યારે આખું ઘર શાંત હતું. ફકત એક ખંડમાંથી મળવા આવેલા વેપારી મંડળમાંથી કેટલાકનાં નસકોરાં સંભળાતાં હતાં!

'ચિત્તનદી નામ ઉભયતોવાહિની'—એ ગુરુએ ઉચ્ચારેલું

સંસ્કૃત વાક્ય શોભનકુમાર ક્ષણે ક્ષણે યાદ કરતા અગાસીમાં ચિત્ત-નદીના વેગને સૂચવતા આંટા મારતા હતા. ચંદ્ર ઉપર એક વાદળું આવી ગયું. કિનારા પાસે પાણીમાં કાંઈક પડયું. ભીની થયેલી ભેખડ ઉપરથી એક ઢેફું પડયું હતું ! શોભનકુમાર એક થાંભલીને અઢેલી ઊભા રહ્યા. શોભનકુમારને ખબર નહોતી પડતી કે તેની ચિત્તનદી કલ્યાણવાહિની છે કે પાપવાહિની છે. ગુરુએ શા માટે એને ફરી પરણવાની સૂચના કરી ? એને પુત્રનો અભિલાષ ન હતો—પોતાના જેવાનો વંશ ન ચાલે એમાં જ એને ઔચિત્ય લાગતું હતું. પોતે કામવેદનાને નષ્ટ કરી શકયો છે ?—એનો વિચાર થવા લાગ્યો. વિદેહ પત્નીનું દર્શન થયું. ચિત્તમાં એક જાતની શાન્તિ થઈ ! બ્હેને અનેકવાર મશ્કરીમાં કહેલું 'ભાભી પાછાં આવે તો સ્ત્રીઓને ગાળો દેવી મૂકી દો'—એ સ્મરણમાં આવ્યું. પણ બ્હેન કાંઇ સમજતી ન હતી. ભાભી સાથે લગ્ન થયાં ત્યારે ભાઈનામાં વિવેકબુદ્ધિ જાગી ન હતી. ભાભીના અવસાન પછી જ ભાઈને ભાભીનું પોતાના જીવનમાં સ્થાન સમજાયું હતું.

પણ પછી તો જેમ બીજાં સૌન્દર્યો વિનોદનું સ્થાન છે તેમ સ્ત્રી હતી. સૌન્દર્યનો ભોગ સૂક્ષ્મ છે, એટલે જગતનાં જેમ બીજાં સૌન્દર્યોને પોતપોતાનામાં સ્થાનમાં રહેવા દઈ ભોગવાય છે તેમ સ્ત્રીઓને પણ પોતપોતાના સ્થાનમાં રહેવા દઈ તેમના સાન્દર્યનો આહ્લાદ લેવો. પણ એ એક કોયડો હતો કે દેશ પરદેશની બધી સુંદરીઓ તરફ થોડા જ સમયમાં પોતાને શાથી અણગમો થતો ? સુંદર મૂર્તિ હંમેશાં સુંદર લાગતી, સુંદર ચિત્ર હંમેશાં સુંદર લાગતું. સ્વીટઝ-લૅન્ડના સુંદર દૃશ્યો હંમેશાં સુંદર લાગતાં નર્મદાતટ હંમેશાં આકર્ષક લાગતો—ફકત સ્ત્રીસૌન્દર્ય જ ઘડીભર આહ્લાદ આપતું. એકવાર પોતાની અસ્વસ્થતા યુરપના માનસ વૈદોને પણ જણાવેલી.

તેમનો ઉત્તર સાંભળી તે શ્લોકો તરફ અણગમો થયેલો. પણ ગુરુ યે શા માટે ફરી પરણવાની સૂચના કરે છે? માનસ વૈદ્યોએ કામવાસના તૃપ્ત કરવાની સલાહ આપેલી અને છતાં ચિત્તનદીનાં ડહોળા પાણીમાં ડૂબકી માર્યા પછી પણ કોઈ સ્ત્રીને કામસ્પર્શ કરવાની ઊર્મિ થતી ન હતી! ગુરુ એને પરમાત્માના માર્ગે લઈ જવાને બદલે શા માટે સંસારકીટ થવાની સૂચના આપતા હશે? ગુરુ ઉપર અશ્રદ્ધા થઈ! અને ગુરુનું મુખ યાદ આવ્યું અને અશ્રદ્ધા ટળી ગઈ. પત્નીનું સ્મરણ થયું. એનામાં અનેક દોષો જોવા પ્રયત્ન કર્યો..." પણ એ મરી શા માટે ગઈ"–એમ કહીને મૂઠી વાળી જોરથી છજાની થાંભલી ઉપર પછાડી; વાગ્યું એટલે યોગ-નિદ્રામાંથી જાગી વળી આંટા મારવા માંડયા. આકાશ તરફ દૃષ્ટિ નાંખી. વાદળાંઓ ઘડીક ભર ચંદ્રને કેદી હોય એમ જાળી આગળ આવવા દેતાં અને તે બહાર નીકળવા જાય એટલે ધક્કો મારી અંદર કાઢી મૂકતાં! શોભનકુમાર એ દૃશ્ય ઘડીભર જોઈ રહ્યા; અંતર્મુખ દૃષ્ટિ બહિર્મુખ કરવા પ્રયત્ન કર્યો! પણ આંખ આકાશ તરફ રહી અને દર્શન ચિત્તનું કરવા લાગી. " મારો આત્મા આ ચંદ્રની માફક વાદળાંઓથી મુકત થવા ઇચ્છે છે પણ મુકત થઈ શકતો નથી. ગુરુને કહીશ કે બંદીવાન છું, આપ મુકત કરો ત્યારે થઈશ."

શોભનકુમાર અગાશીમાંથી નીચે ઊતર્યા. બહેનના ખંડમાં થઈ પોતાના ખંડમાં જવાતું હતું. સુમિત્રા અને સુલેખા બન્ને એક બીજાને છાતી સરસાં ચાંપીને સૂઈ ગયાં હતાં. સુમિત્રા ઊંઘમાં ડૂસકાં ખાતી હતી; સુલેખા એ જ સ્થિતિમાં એની પીઠ ઉપર હાથ ફેરવ્યા કરતી હતી.

૩

ઘર આગળના આંગણામાં વેપારી–મિત્રો સાથે શોભન-કુમાર ચહા પીતા હતા.

"શેઠસાહેબ બહુ સારો વિચાર કર્યો. એમ એકલા તે ક્યાં સુધી રહેવાય ? સુમિત્રા બહેનનું કુંવારા રહેવું ગે કર્યું" એક વેપારી–મિત્રે કહ્યું.

"આપે લગ્નક્રિયા ખાનગીમાં જ કાંઈ પણ ધામધૂમ વિના કરવાનો નિશ્ચય કર્યો એ બહુ સારું કર્યું" બીજા જરા સુધરેલા વેપારી મિત્રે કહ્યું. તે સુધરેલા હતા અને નવીન ઢબના હતા તેની મુખ્ય નિશાની એ હતી કે તે મૂછો રાખતા ન હતા.

શોભનકુમાર હસતું મોઢું રાખી ચ્હાના પ્યાલા ખાલી કરતા હતા.

સુલેખાએ સુમિત્રાને પોતાને હાથે ફૂલોથી શણગારી બાઈ પાસે ચ્હાની બીજી કીટલી લઈ મોકલી, અને પોતે પાછળ હસતી હસતી આવી. મિ. ગણપતલાલ સુલેખાના હસતા મોંઢા તરફ જોઈ રહ્યા હતા—અને તેની સાથે એકાંત મળે એમ ઇચ્છતા હતા.

સુમિત્રાને જોઈ શોભનકુમારથી બોલી જવાયું: "અરે આ તો જાણે વધેરવા લઈ જતા હો એમ સુમિત્રાને ફૂલ પહેરાવ્યાં છે ?"

બધાં આ વાક્ય સાંભળી ચકિત થયા. કેટલાક વેપારી-મિત્રો એમ સમજ્યા કે શોભનશેઠ તેમના સ્વભાવ પ્રમાણે સૌને હસાવવા આમ બોલે છે એમ ધારી હસવા લાગ્યા.

સુમિત્રા થંભી ગઈ, બધાં ફૂલ ફેંકી દીધાં; અને કીટલી લઈ સ્વસ્થતાથી શોભનકુમારની પાસેની ખુરશીમાં બેઠી. સુલેખા ચીડ દબાવી મિ. ગણપતલાલ પાસે બેઠી.

ગણપતલાલે સાન્નિધ્યનો લાભ લઈ કહ્યું: " સુલેખાબ્હેન ! જરા અંદર જઈશું ? ભાઈ વિષે થોડુંક કહેવું છે."

" ખુશીથી ! " સુલેખા ઊભી થઈ ચાલવા લાગી. ગણપતલાલ પણ પાછળ પાછળ ચાલ્યા.

ચ્હા પૂરી થઈ. વેપારી મિત્રો આજુબાજુની જગાઓ જોવાનું કામ પૂરું કરવા બહાર નીકળ્યા. સુમિત્રા અને શોભનકુમાર એકલાં પડયાં.

" સુમિત્રા ! " શોભનકુમારે કહ્યું.

" જી " સુમિત્રાએ જવાબ આપ્યો.

" મારા જેવાને પરણવામાં તમે શા સુખની—શાન્તિની આશા રાખો છો ? ગુરુ કહે છે આપણા લગ્નથી બન્નેને શાન્તિ થશે. પણ મને એ સમજાતું નથી. ગુરુની આજ્ઞા હતી એટલે મેં હા પાડી છે "–શોભનકુમારે કહ્યું.

" મને શાન્તિ થઈ છે. જાણે દીલ ઉપરથી એક વાદળ ખસી ગયું હોય એમ મને લાગે છે. હું સુંદર નથી એટલે તમને મારા તરફ અણગમો નહિ થાય "–સુમિત્રાએ સ્વસ્થતાથી કહ્યું.

શોભનકુમાર મૂક રહ્યા.

મિ. ગણપતલાલ અંદરથી ચીડાયેલા મોંઢે બહાર આવ્યા. એમના ગાલ ઉપર જરા ધૂળ હતી.

શોભનકુમાર એના સામું જોઈ રહ્યા.

" શોભનકુમાર, હું તમને મળવા આવ્યો હતો, તમારી બહેનની સપાટ ખાવા નહિ ! હું પુનર્લગ્નમાં માનું છું, તમે માનો છો, તમારી બહેન માને છે. મેં માગણી કરી તેમાં શું અનુચિત કર્યું

કે મને સપાટ મારી ?"—પારકા ઘરમાં બતાવી શકાય એટલો ગુસ્સો બતાવી ગણુપતલાલ વકીલ બોલ્યા.

સુલેખા અંદરથી આવી. "માફ કરજો મિ. ગણુપતલાલ ! તમે જૂઠું બોલો છો. મેં સપાટ તમે માગણી કરી એટલા માટે નથી મારી. પણ તમે મને એકાંતમાં ભાઈ વિષે વાત કરવા લઈ ગયા—અને થોડીક અસંબદ્ધ વાતો કરી પછી હલકી રીતે માગણી કરી માટે સપાટ મારી. તમે સીધી રીતે પૂછ્યું હોત તો હું સીધી રીતે જવાબ આપત.

શોભનકુમારે ગણુપતલાલને શાંત પાડવા પ્રયત્ન કર્યો પણ વ્યર્થ ગયો. "મારા લગ્નના વરઘોડામાં હાજરી નહિ આપો ?" શોભનકુમારે કહ્યું.

ગણુપતલાલે ના પાડી.

"મારા સ્મશાનના વરઘોડામાં પણ હાજર નહિ રહો ?" શોભનકુમારે ફરી કહ્યું.

ગણુપતલાલ શોભનકુમારના મુખ સામું જોઈ રહ્યો. કોઈ અગમ્ય આકર્ષણથી તેમણે રહેવા હા પાડી. આ બધું શું થવાનું છે —એ આકર્ષણ હતું.

## ૪

શોભનકુમાર સંધ્યા સમયે સામી પાર રેવાના કાંઠે ફરતા હતા.

"પરણવું ? શા માટે નહિ ?" એ શબ્દો અથડતા હતા.

"સુલેખા વિધવા છે. એ શાંત છે. એ અન્યને પરણવા ઇચ્છતી નથી. છતાં હું શા માટે અશાંત છું ?"—વિચારવમળમાં પડેલા શોભનકુમાર રેવાના વમળ જોતા જોતા ચાલતા હતા.

એક ઊંચી ભેખડ આવી. શોભનકુમાર તેની ઉપર પ્રયત્ન-પૂર્વક ચડયા. સામે પાર ભેખડ ઉપર તેમનો બંગલો હતો. વચમાં રેવા હતાં. શોભનકુમારનું મુખ પશ્ચિમ તરફ હતું.

" સુમિત્રાને શાંતિ મળશે. પણ મારું શું થશે ? ગુરુને શા માટે એમ લાગ્યું કે સુમિત્રાને પરણવાથી મને પણ શાંતિ થશે. હું અશાંત છું તેનું મૂળ કામવાસના—અતૃપ્ત કામવાસના છે એમ ગુરુ માને છે. તે વાત સાચી હશે ! પણ મારી કામવાસના ગમે તે સ્ત્રીના સંગથી તૃપ્ત થશે અને હું શાંત થઈશ એમ ગુરુએ શા માટે માન્યું ? . . . તે દિવસે સુલોચનાના બોલ પણ મૃત્યુએ પૂરા થવા ન દીધા. મારી તકરાર મૃત્યુ સાથે છે ! મારે સુલોચના જોઈએ છે ! એ વિશ્રમ્ભ અન્ય સ્ત્રી સાથે શકય છે ? . . . બિચારી સુમિત્રા ! અરે પણ મારે તો સુલોચના જોઈએ . . . " શોભન-કુમારે આવેશથી કહ્યું: " યમ ! સુલોચના નહિ આપે ?—નહિ આપે ? "

ભેખડ ઉપર ઊભા ઊભા શોભનકુમાર થોડીક વાર શૂન્ય નજરે આથમતા સૂર્યના તેજથી સળગતી ચિતા સમા લાગતા વાદળો તરફ જોઈ રહ્યા ! તે ધીમા અવાજે બોલ્યા: " સુલોચના બળે છે–" અને જાણે તેના કપાળ ઉપર ચુંબન કરવા જતા હોય એમ નમ્યા. ઊભા થઈ વિલક્ષણ અટ્ટહાસ્ય કર્યું.

યમ સાથે બાથ ભરવામાં કોણ ફાવ્યું છે ? કાં તો માણસ ભાન ગુમાવે કે કાં તો વશ થાય !

☆

# રાજમાતા

**શીલ,** સમાધિ અને પ્રજ્ઞાની આરાધનામાં રાજમાતાનો સમય જતો હતો. તેમની ઇચ્છા ભિક્ષુણી સંઘમાં દીક્ષા લઈ જીવનનો શેષભાગ તથાગતના સંપ્રદાયનો પ્રચાર કરવાની હતી. બૌદ્ધસંઘના ઇતિહાસમાં પ્રસિદ્ધ થયેલા મહાન પ્રવર્તકોના જેવો મહિમા પ્રાપ્ત કરવાની અદમ્ય વાસનાએ નરસિંહગુપ્ત બાલાદિત્યની માતા પાસે અનેક ધર્મકાર્યો કરાવ્યાં હતાં. પ્રથમ બૌદ્ધધર્મની મહાન ઉપાસિકા બનવું અને છેવટે મહાન 'થેરી' થવું—એવો અભિલાષ—મહત્તાનો અભિલાષ રાજમાતાના હૃદયમાં રમ્યા કરતો હતો. છતાં એકવાર જ્યારે દીક્ષા લેવાની રાજમાતાએ ઇચ્છા બતાવી ત્યારે આર્યસિંહે ત્રેવીસમા સ્થવિર જેમના અધ્યક્ષપણા નીચે તે સમયે બૌદ્ધધર્મનું શાસન ચાલતું હતું તેમણે એકાંતમાં રાજમાતાને ઉપદેશ આપેલો કે 'ઉપાસિકા! તમે તથાગતનાં પ્રવચનોનું સારી રીતે શ્રવણ કરેલું છે. તમે તથાગતનાં શાસનનો વિસ્તાર કરવા મહાન પ્રયત્ન કર્યો છે. પણ, ઉપાસિકા! તથાગતના ધર્મે તમારા ચિત્તને હજી સાચો

સ્પર્શ કર્યો નથી. તમારી રાજસવૃત્તિઓ હજી અદમ્ય છે. આથી તમે સ્થવિરાનું સ્થાન પ્રાપ્ત કરવા યોગ્ય થયાં નથી.' આ રહસ્ય-કથનથી રાજમાતા બહુ ક્ષુબ્ધ થયાં હતાં ! ક્ષણભર તો એ રક્તપટોની અવજ્ઞા કરવાનો (તેઓ બહુ બહેકી ગયા છે ઇત્યાદિ વિચારો પણ આવી ગયા) ઉછાળો થઈ આવ્યો. પણ રાજમાતા બૌદ્ધધર્મનાં રહસ્યો અને વિધિઓથી એટલાં પરિચિત થયાં હતાં કે જેથી ક્ષણ પછી ચિત્ત શાન્ત થતાં આ ઉછાળાને જ આર્યસિંહના કથનના પુરાવા તરીકે સમજ્યાં હતાં.

આ પ્રસંગ પછી રાજમાતાએ દીર્ઘકાળ ચિંતનમાં અને સમાધિમાં ગાળેલો. સ્ત્રીસહજ દક્ષતા સાથે રાજમાતામાં સચિવોની બુદ્ધિતીક્ષ્ણતા હતી. ફલજ્યોતિષના પરિચયથી સંભવિત તર્કો કરવાનો અભ્યાસ તેમને થઈ ગયો હતો. આથમતી કળાનાં છતાં યે સમુદ્ર-ગુપ્તના સામ્રાજ્યની ગાદી ભોગવતા પુરુગુપ્તનાં તે દેવી હતાં; અને માતૃભક્ત નરસિંહગુપ્ત બાલાદિત્યની તે માતા હતાં. આ સંસ્કારો અને આ પરિસ્થિતિમાં દૃઢમૂલ થયેલી રાજસવૃત્તિને ઉચ્છેદવી કે નિર્બીજ કરવી તે કદાપિ સિદ્ધાર્થ ગૌતમ બુદ્ધને જ સંભવે ! પણ દીર્ઘકાળના સતત સમાધિ પછી રાજમાતાને ઉપશમનું સુખ પ્રાપ્ત થતું હતું. અત્યાર સુધી પુત્ર નરસિંહના રાજ્યવ્યવહારની અનેક બાબતોથી માતાને જે વ્યાકુળતા થતી હતી તે હવે સ્મિત જ ઉત્પન્ન કરતી હતી. પ્રથમ, પુત્રને સિંહાસન કંટકાસન લાગે અને સચિવોને રાત્રિજાગરણ કરાવે તેવી રીતે રાજ્યવ્યવહારના નાનામોટા પ્રસંગોમાં રાજમાતા ગુંથાયેલાં રહેતાં તે હવે પુત્રની અને વૃદ્ધ સચિવોની પ્રાર્થના છતાં પુત્રને હૂંફ આપવા પૂરતાં જ મંત્રણામાં સાથ આપતાં.

પણ એક દિવસે રાજમાતા ધ્યાનની લીનતામાંથી જાગી ચિત્તવિજ્ઞાનોનું સૂક્ષ્મતાથી મનમાં પૃથક્કરણ કરતાં હતાં તે વેળાએ

પુત્રને પાસે ઊભેલો જોયો. અપૂર્વ ક્ષોભને સૂચવતું પુત્રનું મુખ હતું. વત્સલ માતાનું હૃદય પુત્રની પીડા ટાળવા ઉત્સુક થયું, પણ કેળવેલા વૈરાગ્યના સંયમબળે તટસ્થ થયું. નરસિંહે માતાના ચરણમાં માથું નમાવ્યું; માતાએ આશીર્વાદ આપ્યોઃ 'ધર્મ આરાધતો ચિરંજીવ." રાજાની આંખ આંસુથી ભરાઈ. માતાને ક્ષોભ થયોઃ 'સમુદ્રગુપ્તના વંશજની આંખમાં આંસુ!' માતા કાંઈ બોલે તે પહેલાં નરસિંહગુપ્તે કહ્યુંઃ "માજી! શાકલથી મિહિરકુલનો દૂત સંદેશો લાવ્યો છેઃ આ વર્ષે ખંડણીમાં બૌદ્ધ શ્રમણોનાં માથાં મોકલો; અરે તેના ક્રૂર શબ્દો તો આ છેઃ 'રક્તપટોનાં રક્તસ્રવતાં મુંડોનો ઉપહાર કરો.'"

રાજમાતા અવાક્ થઈ ગયાં; ઉપાયની મૂંઝવણથી નહિ પણ પ્રસાદ પામેલા ચિત્તસરનાં જળ આ આઘાતથી ખળભળી જતાં હતાં; જાણે પ્રસન્ન પાણી વહી જતાં હતાં અને ચોમાસાના પૂરની જેમ ચિત્તના તળિયાંને ખોદતાં મેલાં પાણી ઊભરાતાં હતાં. દીર્ઘકાળના સતત ચિંતનથી ચિત્તમળ શમી જતા દેખાતા હતા તે વસ્તુતઃ તળિયે જઈ બેઠા હતા. આ ઊંડા આઘાતથી તે મળ પાછા ઉપર આવતા હતા અને ચિત્તસર ડહોળાઈ જતું હતું. રાજમાતાએ આ ઉછાળાને શમાવવા પ્રબળ પ્રયત્ન કર્યો.

સમુદ્રગુપ્તના સામ્રાજ્યની ગાદી ઉપર બેસનાર તે,—ગોરા હૂણનો ખંડિયો રાજા બન્યો હતો. ગુપ્તવંશનો તેજોભ્રંશ ભૂલવાનો રાણીએ પ્રયત્ન કરેલો; પણ એ તેજોભ્રંશ ભુલાય તેવો ન હતો. હૂણોના ધસારાએ આર્યાવર્તને છિન્નભિન્ન કરી નાખ્યો હતો; થોડીક પેઢી પહેલાંનું સામ્રાજ્ય આજે ખંડિયું રાજ્ય બની ગયું હતું; અને તે પણ ક્રૂરાચાર હૂણોનું. તોરમાણે ઉજ્જયિનીમાં—મહાસેન ચંડ પ્રદ્યોતની ઉજ્જયિનીમાં—પોતાની ગાદી જમાવી હતી. તેની પછી તેનો પુત્ર મિહિરકુલ શાકલમાંથી આર્યાવર્તના રાજાઓ પાસેથી ખંડણી લેતો

હતો. રાણી જ્યારે રાજકાજમાં ધ્યાન આપતાં ત્યારે તેમણે અનેક વાર આ પરદેશીઓનો ધ્વંસ કરવાની યોજનાઓ વિચારેલી. આ યોજનાઓની નિષ્ફળતાથી જ રાણીનું ચિત્ત સંસારથી કંટાળી ગયું હતું, અને રાણીનો બધો ઉત્સાહ ધર્મપ્રચાર તરફ વળ્યો હતો.

નરસિંહના શબ્દો નવા નિમિત્તની રાહ જોઈ બેઠેલા આ સંસ્કારોને ઊભા કરતા હતા. તે સંસ્કારોને દબાવવાનો પ્રયત્ન પણ તે સંસ્કારોને અપ્રતિહત બળ આપવામાં જ પરિણમતો હતો. છતાં રાણી મહાપ્રયત્ને સાધેલી શાંતિને જવા દેવા તૈયાર ન હતાં.

આ આંતર વમળે રાણીની વાણી હરી લીધી.

રાજા નરસિંહગુપ્તે માતાને ફરી કહ્યું: "માજી, કેમ બોલતાં નથી? આ કેવળ રાજ્યવ્યવહારનો વિષય નથી. આ તો ભગવાન બુદ્ધના ધર્મ અને સંઘના સંહારની વાત થાય છે!"

માતાએ કૃત્રિમ શાંતિથી પણ થરથરતા અવાજે કહ્યું: "ભગવાન બુદ્ધનો ધર્મ સનાતન છે, શાશ્વત છે. એનો સંહાર થતો નથી"—અને પાછાં થોડી વાર વિચારવમળમાં ડૂબ્યાં: 'પણ હૂણો સંઘનો નાશ કરશે તો આ ધર્મનદી કયા વહેણથી વહેશે?' માજી ચિંતનમાં વધારે મગ્ન થતાં હતાં. નરસિંહગુપ્ત મૂંઝવણથી માતાના મુખ સામું જોઈ રહ્યો. રાજમાતા બોલ્યાં: "આર્યસિંહ અત્યારે ક્યાં વિહાર કરે છે? બેટા! તેમનો અભિપ્રાય મેળવીશ?... વારું, પણ એ અનાર્યને આવો દ્વેષ કેમ થયો?"

નરસિંહગુપ્તે આખો વૃત્તાન્ત કહ્યો. મિહિરકુલને બૌદ્ધધર્મનાં તત્ત્વો જાણવાં હતાં. તેણે સંઘને આજ્ઞા કરી કે કોઈ સમર્થ સ્થવિરને પ્રવચન કરવા મોકલો. પણ ધ્યાનસમાધિમાં રત એવા શ્રમણોને

રાજા પાસે જવાની ઉદાસીનતા હતી, અને વિદ્વાન આચાર્યો તે ક્રૂર હૂણથી ડરતા હતા. આથી સંઘે રક્તપટધારી એક વૃદ્ધ રાજસેવકને જ પ્રવચન માટે મોકલ્યો. આ તુચ્છકારથી હૂણનો ક્રોધ ભભૂકી ઊઠ્યો, અને તેણે આખા શ્રમણસંઘના નાશનો સંકલ્પ કર્યો !

રાજમાતાએ આજ્ઞા કરી : "રક્તપટોનાં રક્તસ્રવતાં મુંડોની ખંડણી ન મોકલવી, અને—"

નરસિંહે ધ્રૂજતા અવાજે પૂછ્યું: "અને-માજી ?"

રાજમાતાએ સ્વસ્થતાથી કહ્યું: "અને ? બીજી પણ કોઈ જાતની ખંડણી ન મોકલીશ !"

આ પછી રાજમાતાએ આર્યસિંહના અભિપ્રાયની અપેક્ષા રાખ્યા વિના, સમાધિ અને ચિંતનથી અધિક શક્તિવાન અને પ્રજ્ઞાવાન થયેલા ચિત્તને રાજકાર્યમાં ફરી પરોવ્યું. મિહિરકુલે મગધ ઉપર ક્રૂર આચારવાળા હૂણોનો સૈન્યસાગર રેલાવ્યો. નરસિંહગુપ્તને આ ધસારાથી અચવા પાટલિપુત્ર છોડી ગિરિવ્રજના ડુંગરોમાં વફાદાર પ્રજા સાથે ભરાઈ જવું પડયું. રાજમાતા સાથે હતાં. એ ગિરિના વ્રજમાંથી–વાડામાંથી–રાજમાતાએ પ્રતિભાપ્રેરી એવી નીતિ આદરી કે જેથી આર્યાવર્તને શાપરૂપ એવો રાજભેદ દૂર થયો, અને આર્યાવર્તના ઇતિહાસમાં વિરલ એવો રાજસંઘ સ્થપાયો. આ યોજનામાં યશોધર્માને મુખ્યપદે રાખ્યો હતો અને પોતાના પુત્રને અથવા ગુપ્ત સામ્રાજ્યના વારસને–સમ્રાટસ્થાને યોજ્યો હતો.

રક્તતૃષા તૃપ્ત ન થવાથી સૈન્યનો મુખ્ય ભાગ નાનાભાઈને સોંપી છંછેડાયેલા મિહિરકુલે ક્રોધાંધ થઈ પોતે નાની સેના સાથે ગિરિવ્રજમાં નરસિંહગુપ્તનો પીછો પકડયો હતો.

## ૨

દુર્વાસાના શાપથી સરસ્વતીને પૃથ્વી ઉપર તપ કરવા ઉતરવાનું હતું ત્યારે તેને રહેવા માટે બાણભટ્ટે 'રામણીયકતાથી સરસ્વતીનું હૃદય હરાય' એવા સ્થળ તરીકે 'હિરણ્યવાહ નામનો મહાનદ, જેને લોકો શોણ કહે છે' તેનો કાંઠો આપ્યો! બાણના જ રમણીયતાથી હૃદય હરે એવા શબ્દોમાં વર્ણવીએ તો આ નદ 'ભગવાન પિતામહનો બાળ, સ્વચ્છ, શીતળ અને સુરસ પાણીથી ભરેલો, વરુણનો જાણે હાર, ચન્દ્રાચલનો જાણે અમૃત નિર્ઝર, વિન્ધ્યનું જાણે ચંદ્રકાન્તમણિનું ઝરણ, દંડકારણ્યનો જાણે કર્પૂર–રસપ્રવાહ. દિશાઓના જાણે લાવણ્યરસનું વહેણ, અંબરશ્રીનું જાણે સ્ફટિકની શિલાનું પટ્ટશયન'–હતો. આ રમણીય નદના ઉત્તરકાંઠે પહેલાં જ્યાં હિરણ્યવાહ શોણનદ પોતાનું હિરણ્ય ગંગામાં ઠાલવતો હતો તેની કુક્ષિમાં ઇતિહાસપ્રસિદ્ધ પાટલિપુત્ર નગર આવેલું હતું.

ગિરિવ્રજથી નીકળેલાં રાજમાતા, એક દિવસ પાછલા પહોરમાં, શોણના હિરણ્યને ધારણ કરતી એવી ગંગાના કાંઠે ફરતાં ફરતાં કેટલાક અનુચરો સાથે લગભગ પાટલિપુત્ર સુધી આવી પહોંચ્યાં. મગધ સામ્રાજ્યની પ્રાચીન રાજધાની: આર્યાવર્તની આર્યતાનું એ નગર! તેના ઉપર સૂર્ય આથમતો હતો. એ આથમતા સૂર્યના પ્રકાશમાં શૂન્ય પાટલિપુત્રનાં ભવનશિખરો કોટ પાછળથી જાણે ઊગી નીકળતાં હોય તેવાં આથમતા સૂર્યના તેજમાં પ્રકાશતાં હતાં. આ જોતાં રાજમાતાએ આંખ, જાણે તણખલું પડ્યું હોય તેમ, મીંચી દીધી; અને છતાં એ શૂન્ય નગરના રક્ષણ માટે રાખેલી સેનાના સૈનિકો બરાબર કામ કરે છે કે નહિ એ જાણવાની ઇચ્છાથી વળી એક વાર પાટલિપુત્રના પ્રાકાર[1] ઉપર નજર નાંખી. શોણના પાણીમાંથી ભરાતી ખાઈમાં ભિન્દિપાલમાંથી[2]

---

૧ કોટ. ૨ ગોફણ જેવું પત્થર ફેંકવાનું જૂના વખતનું એક લડાયક સાધન.

નખાતા પત્થર પડવા લાગ્યા, અને રાજમાતાની પાસે થઈને જ એક શર સૂસવાટ કરતું ચાલી ગયું. અનુચરોએ મિત્રની સંજ્ઞા કરી, એટલે ભિન્દિપાલના પ્રહારો બંધ થયા. ક્ષત્રિયાણીને સંતોષ થયો. અનુચરોને સૈનિકોની સાથે રહેવાની આજ્ઞા કરી, રાજમાતા, જાણે શોણનું મૂળ શોધવા નીકળ્યાં હોય તેમ એકલાં આગળ ચાલ્યાં.

સંધ્યાની લાલાશ શોણને જાણે અધિક શોણ (રાતી) કરતી હતી! રાજમાતાને મિહિરકુલે વહેવડાવેલું લોહી જાણે નદને શોણ કરતું હોય તેમ ભાસવા લાગ્યું. આ અનાર્ય હૂણ જેને આર્યોના યુદ્ધના આચારોનું બંધન કે મર્યાદા ન હતાં તેની સાથે વિગ્રહ આદરવામાં પોતાનો કર્તૃત્વભાર રાજમાતા વિસર્યા ન હતાં. 'એના સૈન્યમાં મરાતા માનવોનું ભક્ષણ કરવા ઉત્સુક ગીધ અને કાગડાઓને ઉંચે ઊડતા જોઈ મિહિરકુલ પાસે છે એમ આગળ દોડતા માણસોને ખબર પડતી. માણસોને હણતાં આ ઘોર હૂણને બાળકો ઉપર કરુણા, સ્રીઓ ઉપર ઘૃણા અને વૃદ્ધો વિષે ગૌરવ થતાં ન હતાં!'– ઇત્યાદિ આ અનાર્યની ક્રૂરતાની લોકવાયકાઓ રાજમાતાના કાને આવી હતી મગધદેશની રાજભક્ત પ્રજા ડુંગરાઓમાં અને જંગલોમાં વસતી હતી. પ્રજાનું અપાર દેખાતું દુઃખ જોઈ રાજમાતા વિહ્વલ થઈ ગયાં હતાં. આ વિગ્રહ શરૂ થયા પછી રાજમાતાએ અનેક વાર સમાધિ અને ચિંતનની શાંતિ શોધવા પ્રયત્ન કર્યો હતો. યુદ્ધના પ્રારંભમાં અર્જુનને જે વિષાદ થયેલો તે રાણીને યુદ્ધની વચમાં થતો હતો. મહાપ્રયત્નં સાધેલો ઉપશમ જતો રહ્યો હતો. આર્યસિંહને આશ્વાસન માટે, આલંબન માટે, વલભીના વિહારમાંથી બોલાવ્યા હતા. રાજસંઘની યુદ્ધમંત્રણામાં મિહિરકુલ ગિરિવ્રજમાં આવે એટલે કેમ ઘેરી લેવો એની છેવટની નરસિંહગુપ્તને સૂચના આપી, જયપરાજયની ઉત્કંઠા મૂકી, મળેલી ખબર ઉપરથી આજે આર્યસિંહ

પાટલિપુત્રથી થોડે દૂર શોણના તટે મળશે એવા અંદાજથી— રાજમાતા શોણના તટે પ્રયાણ કર્યે જતાં હતાં. આ અનંત લાગતા વિગ્રહનો અંત આવે, અથવા પોતાનો અંત આવે એ ઉત્કંઠાથી રાજમાતાનું હૃદય ભરાઈ જતું હતું. પણ અંતપ્રસંગ આવે તે પહેલાં આર્યસિંહની મીઠી આશ્વાસક ધર્મદેશના સાંભળવી હતી. આર્યસિંહની સલાહ વિના પોતે આ પગલું ભર્યું હતું તેનું પ્રાયશ્ચિત્ત અને ખુલાસો બન્ને કરવાં હતાં; હવે તો સ્થવિરા થવાની વાંચ્છા પણ રહી ન હતી.

સૂર્યનો અસ્ત થઈ ગયો હતો; અંતિમ લાલાશ ધીમે ધીમે શ્યામલતામાં બદલાતાં અંધકાર થવા લાગ્યો. થોડીક ક્ષણ અંધારામાં રાજમાતા ધીમે પગલે ચાલ્યાં. ત્યાં પાછળથી ચંદ્રોદય થયો, અને ધીમે ધીમે શોણના હિરણ્મય પટ ઉપર પ્રકાશ વિસ્તરવા લાગ્યો. સામેથી એક ઉંચી પાતળી આકૃતિને ચપળ પગલે આવતી જોઈ, રાજમાતાનો હરખ ઊલટ્યો. થોડીક વારમાં રાજમાતાનું શિર આર્યસિંહના પગમાં ઝૂકયું. અમૃત ઝરતા સ્વરે આર્યસિંહે ‘ઉપાસિકા’ કહી રાજમાતાને ઉઠાડ્યાં!

પ્રથમ તો રાજમાતાએ કાંઈ પણ બોલ્યા વિના આંસુ સાર્યાં. આર્યસિંહ પણ શાંતિથી એ ઊભરાનો અંત આવે એમ રાજમાતા સામું જોઈ રહ્યા હતા! રાજમાતાએ આખો વૃત્તાંત કહી સંભળાવ્યો. આર્યસિંહ બધું જાણતા હતા; અને અધિક જાણતા હતા છતાં રાજમાતાને હૃદય ખાલી કરવાનો માર્ગ મૌન સેવી મોકળો કર્યો.

“ભગવાન તથાગતના સંઘનો નાશ થાય એ આપત્તિએ જ પાછી મને સંસારમાં ઠેલી! આર્યાવર્તનો રાજસંઘ એક થાય એ મારી પૂર્વની અતૃપ્ત આકાંક્ષાએ મને આ પ્રવૃત્તિ કરવાનું બળ

આપ્યું. આર્યાવર્તનો રાજસંઘ સ્થપાયો છે; અને ભગવાનના સંઘનું રક્ષણ કરવાનો પ્રબળ પ્રયત્ન ચાલે છે."

"એ પ્રયત્નમાં તમે સફળ થયાં છો ઉપાસિકા ! મિહિરકુલ પકડાયો છે અને આયુષ્માન નરસિંહગુપ્ત બાલાદિત્ય વિજય પામ્યો છે." આર્યસિંહે પોતાને તાજી મળેલી ખબર થોડાક દિવસ થયાં વિખૂટાં પડેલાં રાજમાતાને કહી.

રાજમાતાને હર્ષની ઊર્મિ આવે એવી ખબર હતી. પણ આર્યસિંહના સ્વરમાં એટલી બધી તટસ્થતા હતી કે પ્રતિઘોષની અપેક્ષા રાખતી હર્ષની ઊર્મિ ઊઠી એવી બેસી ગઈ ! છતાં રાજમાતા બોલ્યાં: "ભલું થયું ! ભગવાન તથાગતનો સંઘ સુરક્ષિત થયો !"

"પણ ભગવાનના ધર્મનો લોપ થયો ! ધર્મના લોપ પછી સંઘનું શુષ્કજીવન જગતને ભારરૂપ થશે" આર્યસિંહે દૃઢ સ્વરે કહ્યું.

રાજમાતા મૂઢ થઈ ગયાં !

આર્યસિંહે શાંત દૃઢ સ્થિર સ્વરથી, અને અનુપમ માધુર્યથી —અર્થ ન જાણનારને પણ મુગ્ધ કરે એવા માધુર્યથી—ભગવાન બુદ્ધની ગાથા ઉચ્ચારી:

ન હિ વેરેણ વેરાણિ સમ્મન્તીધ કુદાચન ।<br>
અવેરેણ હિ સમ્મન્તિ એસ ધમ્મો સનંતનો ॥

વેરથી વેર આ સંસારમાં ક્યારે પણ શમતાં નથી; અવેરથી જ શમે છે. આ સનાતન ધર્મ છે. ઉપાસિકા ! એ સનાતન ધર્મનો લોપ થયા પછી સંઘ જીવે તો શો લાભ ! પછી તો સંઘ વિષય-

ભોગનું નિમિત્ત જ બની જાય ! ભગવાને એક પ્રવચનમાં શિષ્યોને કહ્યું હતું કે ' હે આયુષ્માનો ! તમે મારા ધર્મદાયાદ થાઓ, ધર્મના વારસદાર થાઓ, આમિષના–ભોગના–દાયાદ નહિ ! "

રાજમાતાના મુખ ઉપર ગ્લાનિની અને શૂન્યતાની છાયા પથરાતી હતી.

આર્યસિંહે આશ્વાસન આપ્યું: " ઉપાસિકા ! તમે કેમ અપ્રસન્ન થાઓ છો ? ભગવાનના સંઘના શ્રમણો તમને ધન્યવાદ આપે છે ! પણ, ઉપાસિકા, નિશ્ચયથી સમજી લ્યો કે સંઘ કરતાં ધર્મ વધારે શ્રેયસ્કર છે ! "

પોતે હજી સામાન્ય કોટિની જ ઉપાસિકા છે એવું સૂચન આર્યસિંહના આશ્વાસનથી રાજમાતાને થતું લાગ્યું અને આ સૂચન સમાધાનપૂર્વક ગ્રહણ કરવું હજી રાણીને સરળ ન હતું. ભગવાનના સંઘને સાચવવાનો આટલો મોટો સફળ પ્રયત્ન આર્યસિંહના મુખમાંથી ધન્યવાદ ન કઢાવી શક્યો ! પ્રકૃતિ પ્રમાણે ચિત્ત સામે થયું. રાણી જે નીચું જોઈ આર્યસિંહની તીવ્ર લાગતી વાણી સાંભળતાં હતાં તેમણે જરા રાજવંશી તુમાખીથી આંખો ઉંચી કરી ભદન્ત સામું જોયું ! ભદન્તનું સદા પ્રસન્ન મુખ ચંદ્રના તેજથી અધિક પ્રસન્ન લાગ્યું ! આંખમાંથી તુમાખી અદૃશ્ય થઈ. તેમાં દુ:ખની વેદના દેખાવા લાગી. ગુરુના આ જાણ્યા–અજાણ્યા દ્વેષથી પોતે જાણે નિરાધાર બનતી હોય એમ રાણીને થવા લાગ્યું. આંખ આંસુથી ભરાઈ ! આલંબન યાચતાં હોય તેમ રાજમાતાએ કહ્યું: " આપના જેવું કેમ થવાતું નથી, ભદન્ત ? કેમ કશું સૂઝતું નથી ? ભગવંત, આલંબન આપો. આપની સાથે એકતા પામવા દો–" સ્ત્રીસહજ આવેશથી અને ભક્તિથી ભદન્તના ચરણનું આલંબન લેવા રાણી વધારે નજીક આવ્યાં !

આર્યસિંહ હૃદયના ભાવો જાણે જાણી લેતા હોય તેમ રાણીનું મુખ જોતા હતા. રાણી પોતે સમજી શકે તેના કરતાં આ સ્થવિર જાણે રાણીના મનોભાવો વધારે સમજતા લાગ્યા. તેમણે શાન્ત સ્થિર સ્વરે કહ્યું: “ભગવાન બુદ્ધને શરણ જાઓ! ધર્મને શરણ જાઓ! ઉપાસિકા! નિર્વાણમાં સૌ એક થાય છે. નિર્વાણસમાધિની આરાધના કરો! પણ ઉપાસિકા તે પ્રાપ્ત થાય તે પહેલાં મનને ઘણું નિર્મળ કરવાની જરૂર રહે છે! જુઓ આ ચંદ્રમા! આ શોણ નદ, અને આ શોણ નદનું પુલિન! સાંભળો, સર્વત્ર કેવી નીરવતા છે! જુઓ, સર્વત્ર કેવી નિર્મળતા છે! શાંત–શુક્લ ધ્યાન કરો!”

પણ આ રાજવી ક્ષત્રિયાણીનું ચિત્ત તાજા પકડેલા પક્ષીની જેમ તડફડતું હતું. જડ પ્રકૃતિની નીરવતા મનને નિર્મળ નથી બનાવતી–ચિત્તપ્રકૃતિની શાંતિ અને નિર્મળતા બીજાં કોઈ કારણો ઉપર આધાર રાખે છે!

આર્યસિંહની સાત્ત્વિક આંખ રાણીનો તડફડાટ મર્યાદામાં રાખતી હતી.

રાણી મૂઢ દયામણી આંખે ગુરુ સામે જોવા લાગ્યાં. ધીમે ધીમે રાજમાતાની આંખમાં જાણે ગુરુની આંખમાંથી વહી આવતી હોય તેમ સ્થિરતા સાત્ત્વિકતા આવવા લાગી. આર્યસિંહે સદાપરિચિત શાંત સ્થિર મધુર સ્વરે સૂચના કરી: “આજની રાત શોણ કાંઠે સમાધિમાં અને તથાગતે ઉપદેશેલા ધર્મના ચિંતનમાં ગાળો. પ્રાતઃકાળે પાટલિપુત્રમાં ધર્મક્રિયા કરવા જઈશું.”

૩

મગધ સામ્રાજ્યના રાજનગર પાટલિપુત્રમાં આજે વીર પુરુષોના પરાક્રમને સફળતા મળ્યાનો ઉત્સવ છે. તેના પ્રાકારના

ચોસઠે દરવાજે વિજય તોરણ બંધાયાં છે. પાંચસો અને સિત્તેરે ભવનશિખરો ઉપર વિજયધ્વજો ફરકે છે. પાટલિપુત્ર આર્યાવર્તની સંસ્કૃતિનું, વિદ્યા, કલા અને વિલાસનું મોટું ધામ હતું. તેનું બીજું નામ કુસુમપુર હતું. આ કુસુમપુરના રાજમાર્ગની મોટી શોભાનું વર્ણન કરતાં કવિઓને થાક નથી લાગ્યો. 'તેની સારી રીતે વળાયેલી, છંટાયેલી, ઉપર નીચે વિવિધ પ્રકારનાં પુષ્પોની રચનાઓ વાળી શેરીઓ! તેનાં વિવિધ પ્રકારના વેપારમાં મશગુલ ચૌટાં! તત્ત્વચર્ચા, સંગીત અને ધનુષની પણછ–એમના વિવિધ જાતના ઘોષોથી પરસ્પર વાતો કરતી તેની પ્રાસાદપંક્તિઓ! આ પ્રાસાદમેઘોના ઉચંડા ગોખમાંથી શેરીઓ જોવાના કુતૂહલવાળી, કૈલાસ પર્વતમાં અપ્સરાઓ જેવી શોભતી, તેની પ્રમદા–વીજળીઓ! ઉત્તમ હય હાથી કે રથમાં બેસી મહામાત્રો જેમાં આમતેમ ફરે છે તેવા તેના માર્ગો! સર્વજનના નયનભ્રમરથી જેના મુખકમલની શોભા પીવાતી અને શેરી ઉપર જાણે અનુગ્રહ કરવા લલિત ગતિથી પગલાં મૂકતી હોય એવી તેની વારાંગનાઓ!' – આ બધાનું વર્ણન કરતાં કુસુમપુર તે યુગના વતનીઓને પૃથ્વી ઉપરના સ્વર્ગ જેવું લાગતું હતું:

'સર્વે નિર્ભય જ્યાં પ્રફુલ્લ વદને ગુંથાય નિત્યોત્સવે!
અંગે ભૂષણ રત્નનાં ફુલ સરો વસ્ત્રો અને ચંદન!
ક્રીડાના રસમાં ડુબ્યા વિવિધ એ શારી રમે ખેલ જ્યાં,
એવા પાટલિપુત્ર–ચારુ–તિલકે પૃથ્વી ખરે સ્વર્ગ છે!'

આવા આ નગરમાં હૂણો સાથેના મહાન વિગ્રહને લઈને સૂનકાર થઈ ગયો હતો. પંડિતોના શાસ્ત્રાર્થો અને સંગીતાચાર્યોનાં ગાયનવાદન અને નૃત્ય બંધ થઈ ગયાં હતાં. લોકોનું સમસ્ત જીવન છિન્નભિન્ન થઈ ગયું હતું. અનેક સંકટો વેઠયાથી, દીર્ઘકાળ સુધી ઉત્સવોથી વંચિત રહેવાથી પ્રજા આજ ઉન્મત્ત થઈ ગઈ હતી.

સ્થળે સ્થળે ઘોર હૂણના પરાજયની અને તેનાં અમાનુષ પાપોની વાતો થતી હતી. અનેક નગરગોષ્ઠીઓમાં મિહિરકુલને તેના પાપનો શો દંડ દેવો જોઈએ તે વિષે અભિપ્રાયો અપાતા હતા. બૌદ્ધ શ્રમણોનાં ટોળાં ભિક્ષા માટે નીકળેલાં તે મિહિરકુલ દેહાંતદંડ પામ્યા પછી કયા નરકમાં પડશે તેની ચર્ચા કરતાં હતાં; અને શાસ્ત્રોનાં ભયંકર નરકવર્ણનોમાં પોતપોતાની કલ્પના પ્રમાણે નવા ત્રાસો ઉમેરી બુદ્ધ ભગવાનના આ શિષ્યો એક જાતનો સંતોષ અને તૃપ્તિ અનુભવતા હતા !

નરસિંહગુપ્ત બાલાદિત્યે ખાનગી દરબારમાં મિહિરકુલને પ્રત્યક્ષ કરાવ્યો. મિહિરકુલ પ્રચંડ બાંધાનો, ગૌરવર્ણનો, ભવ્ય અને ભયંકર આકૃતિનો માણસ હતો. નરસિંહગુપ્તને જોતાં મિહિરકુલે પોતાનું મુખ ઉત્તરીયથી ઢાંકી દીધું ! વિજેતાએ મુખ ઉઘડવાની આજ્ઞા કરી.

મિહિરકુલે કહ્યું: “ હારેલાનું મુખ શાને જોવું ? ”

બાલાદિત્યે વિજયના છાકથી પૂછ્યું: “ હૂણમાં વળી લાગણી જેવું કાંઈ હોય છે ? ”

મિહિરકુલે કહ્યું: “ હૂણ હારથી શરમાય છે. ”

મગધરાજે મુખ ઉઘાડવાની ફરી બે વાર આજ્ઞા કરી; તે વિના ન્યાય કરવો અનુચિત ગણાય. હૂણે હઠ ન છોડી.

મોટા દરબારમાં રાજસંઘ અને લોક સમક્ષ તેનાં પાપોની ગણના થઈ ! દંડ તરીકે દેહાંત તુચ્છ લાગ્યો. છેવટનો નિર્ણય બાલાદિત્યે મુલતવી રાખ્યો.

## ૪

રાજમાતાને આર્યસિંહ સાથે પાટલિપુત્રમાં પ્રવેશ કર્યા પછી ભારે તત્ત્વમંથન થતું હતું, પણ આર્યસિંહે જે થઈ ગયું હતું તેના ચિંતનમાં સમય ગાળવાને બદલે હવે જે કરવાનું છે તેના ચિંતનમાં સમય ગાળવો વધારે યોગ્ય છે એમ કહ્યું હતું. મિહિરકુલનો સમગ્ર લોક દેહાંત કરવા ઇચ્છે છે એ અભિપ્રાય રાજમાતાના જાણવામાં આવ્યો હતો. ભગવાન તથાગતના માર્ગને અનુસરવાની એક જ રીત હતીઃ વિજયનું ફળ હારેલાને પાછું આપી દેવું.

બાલાદિત્ય માજીની સલાહ લેવા આવ્યો. આ વિજયમાં રાજમાતાનું કર્તૃત્વ કેટલું મહત્ત્વનું હતું તે બાલાદિત્ય સારી રીતે જાણતો હતો. તેથી આ વિષયમાં માતાની આજ્ઞા શી હતી તે જાણવાને તે ઉત્સુક હતો.

રાજમાતાએ આજ્ઞા કરીઃ " બાલાદિત્ય ! મિહિરકુલને મારે જોવો છે. તેને મારી સમક્ષ મોકલ. "

મિહિરકુલ આવ્યો. ઢાંકેલા મુખે ઊભો રહ્યો. રાજમાતાએ કહ્યુંઃ " બેટા, આમ આવ. અહીં મારી પાસે બેસ ! "

મિહિરકુલની જનની વિષે ઇતિહાસ કશું કહેતો નથી. પણ આ માતાના શબ્દોએ મિહિરકુલને ક્ષણભર વિહ્વલ કર્યોઃ મિહિરકુલ આજ્ઞાંકિત બાળકની જેમ પાસે બેઠો.

રાજમાતાએ કહ્યુંઃ " બેટા, તારું મુખ ઉઘાડ ! તું બહુ રૂપાળો છે એમ મેં સાંભળ્યું છે. " મિહિરકુલે મુખ ઉઘાડ્યું પણ માથું નીચું રાખ્યું !

રાજમાતાએ કહ્યું: " તને શેની શરમ આવે છે બેટા! આમ ઉંચે જો. મને તારી માતા સમજ."

મિહિરકુલે કહ્યું: " માજી! મિહિરને હારની શરમ આવે છે. મિહિર આર્યાવર્તનો સમ્રાટ હતો, તે અત્યારે નરસિંહગુપ્તનો ગુલામ છે!"

રાજમાતાએ કહ્યું: " બેટા! હારજીત એ શરમની વાત નથી. તથાગતનાં તત્ત્વો તું બરાબર સમજે તો તને જણાશે કે લાભાલાભ અને જયાજય સરખાં છે. તું શા માટે મૂંઝાય છે?"

મિહિરકુલના મુખ ઉપર જંગલી પ્રાણીના રોષનો ઉછાળો આવ્યો. તેનું ગૌર મુખ લાલ થઈ ગયું! " બાલાદિત્યની માતા! હું કેદી છું માટે મારું અપમાન કરો છો? બૌદ્ધ સંઘમાં કોઈ પણ લાયક માણસ નથી માટે તો તેનો ધ્વંસ કરવાની મેં પ્રતિજ્ઞા કરી છે!"

આર્યસિંહ બાજુના ખંડમાંથી આવ્યા. રક્તપટને જોઈ હૂણ ઊભો થઈ ગયો.

" બેસ, બેટા! નીચે બેસ! તારા ચિત્તસંસ્કારોને શાન્ત કર!" રાજમાતાએ મિહિરકુલને પાછો બેસાડયો.

આર્યસિંહે શાન્ત સ્થિર મધુર સ્વરે કહ્યું: " આયુષ્માન મિહિરકુલ! બૌદ્ધસંઘ હીન હશે, પણ તથાગતનો ધર્મ તારા ચિંતનને લાયક છે!"

" તારા શ્રવણ માટે, બેટા! હું ઉત્તમોત્તમ આચાર્યો લાવી આપીશ અને ફરીથી આર્યાવર્તમાં કોઈ પણ જિજ્ઞાસુ ભગવાનની ધર્મદેશનાથી વંચિત ન રહે માટે હું મોટા વિહાર સ્થપાવીશ."

આર્યસિંહે કહ્યું. " રાજમાતા ભલે મોટા વિહાર રચાવે ! પણ આયુષ્માન તારે તારા ચિત્તસંસ્કારોની શુદ્ધિ પોતાના હાથે જ કરવાની છે. "

મિહિરકુલ નિરુત્તર બન્ને તરફ વારાફરતી જોતો હતો, આર્યસિંહના છેવટના શબ્દોથી તેનું અહંત્વ ફરીથી ઘવાયું. મનમાં પ્રતિજ્ઞા કરી કે ફરીથી છૂટું તો આ સ્થવિરનો નાશ કરી આર્યાવર્તમાં બૌદ્ધ સંઘનો અંત લાવું !

આર્યસિંહ જાણે એના મનનો ભાવ સમજી ગયા હોય તેમ રાજમાતા તરફ જોઈને બોલ્યા: " આત્મસંસ્કાર શુદ્ધ થવા અનેક ભવો જોઈએ છે ! "

કંચુકીએ આવી મહારાજાની વિજ્ઞપ્તિ જણાવી: " માજી ! પ્રજા મિહિરકુલનો દંડ જાણવા ઉત્સુક છે. "

આ અનાર્યને કપટબુદ્ધિ સહજ હતી. તે સમજી ગયો હતો કે બધી બાજી આ ડોશીના હાથમાં છે. મિહિરકુલ ઊભો થઈ આર્યસિંહના ચરણમાં પડ્યો. રાજમાતાએ કંચુકીને આજ્ઞા કરી: " નરસિંહને કહો કે મિહિરકુલ મારો બીજો પુત્ર છે. તે તેનો દંડ ! " કંચુકી વિદાય થયો.

પાટલિપુત્રમાં પ્રથમ તો બડબડાટ થયો, અનેક તર્કવિતર્કો થયા ! બાલાદિત્યે મિહિરકુલને માતાની આજ્ઞાથી પોતાના ભાઈ તરીકે ગણ્યો; રાજકુલની એક કન્યા સાથે તેનાં લગ્ન થયાં. ઉત્સવની ધામધૂમમાં ઉત્સવપ્રિય લોક બધું વિસરી ગયાં.

આ વિજયના સ્મારક તરીકે રાજમાતાની આજ્ઞાથી નરસિંહગુપ્ત બાલાદિત્યે નાલંદાના પ્રસિદ્ધ વિદ્યાપીઠમાં મોટો વિહાર બાંધ્યો જેનું વર્ણન ચીની યાત્રાળુ યવનચંગે કર્યું છે.

આર્યસિંહ આ બધાં ધર્મકૃત્યો વિષે શું ધારે છે તે જાણવા રાજમાતાએ એક વેળા જ્યારે સ્થવિર ધ્યાનમાંથી નિવૃત્ત થઈ સ્વસ્થતાથી ઉપવનમાં અશોક વૃક્ષ નીચે બેઠા હતા ત્યારે વાત શરૂ કરી:

"અંતે મિહિરકુલનું હૂણ હૃદય આર્ય થયું! કેવળ પરાજય જ જેનામાં લજ્જા ઉત્પન્ન કરતો હતો તેનામાં અધર્મ કૃત્યોની પણ વ્રીડા ઉત્પન્ન થઈ છે! ખરેખર, તથાગતનું વચન ભૂતાર્થ છે; વેરથી વેર શમતું નથી; અવેરથી જ વેર શમે છે" રાજમાતાએ કહ્યું.

"તથાગતનું વચન સદૈવ ભૂતાર્થ છે. પણ એની સફળતા એની ભાવના તમારા ચિત્તમાં કેવી છે તેના ઉપર આધાર રાખે છે!" આર્યસિંહે કહ્યું.

"ભદન્તને મારી ભાવના વિષે શંકા છે?" રાજમાતાએ જરા ખિન્ન થઈ પૂછ્યું.

આર્યસિંહે કહ્યું: "એ મારા પગમાં પડ્યો પછી તમે તેને અભય આપ્યું."

રાજમાતાએ કહ્યું: "ભદન્ત, મેં જ્યારે મિહિરકુલને બોલાવ્યો ત્યારે જ મનમાં તેને બચાવી લેવાનો સંકલ્પ કર્યો હતો."

આર્યસિંહે કહ્યું: "ઉપાસિકા! તે સત્ય છે. પણ તમારા મનમાં એવી કપટયુક્તિ તો હતી કે તે જીવવાની લાલચે બૌદ્ધ થાય!"

રાજમાતાથી આ વાસનાની ના ન પડાઈ; "પણ તેના મનમાં મારી મૈત્રીભાવનાનું કાંઈ પણ પરિણામ નહિ આવ્યું હોય?"

આર્યસિંહે કહ્યું: " પ્રથમ તો ઉપાસિકા ! તમારી મૈત્રી અકૃત્રિમ ન હતી. તેમાં તેનું ધર્મપરિવર્તન કરવાની લાલસા હતી. બીજું અને આ ઊંડું રહસ્ય છે. માણુસને ધર્મસંસ્કાર પામવા માટે કાળ જોઈએ છે, કદાપિ અનેક ભવ કરવા પડે છે. મિહિર-કુલને તમારી લાલચોએ વધારે અનાર્ય અને ક્રૂર બનાવ્યો છે. આ રીતે તથાગતનો ધર્મ નહિ ટકે ! સંઘ લાંબો કાળ જીવે, પણુ તે તો ધર્મહીન જીવન હશે. અને ગમે તેવા તુચ્છ ધક્કાથી સંઘનો ગઢ તૂટી પડશે."—આર્યસિંહ જાણે ભવિષ્યવાણી બોલતા હોય તેમ આકાશ ભણી દૃષ્ટિ રાખી બોલ્યા.

૫

મિહિરકુલ જ્યારે શાકલ પાછો ગયો ત્યારે તેણે જોયું કે તેનું રાજ્ય તેનો નાનો ભાઈ પચાવી બેઠો હતો. ત્યાંથી તે કાશ્મીર ગયો. કાશ્મીરપતિએ તેને એક નાના પ્રાન્તનો રાજા બનાવ્યો. કાશ્મીરપતિની ભલમનસાઈનો બદલો મિહિરકુલે તેનું આખું રાજ્ય પડાવી લઈને વાળ્યો.

પૂરાં સાધનો પ્રાપ્ત થતાં મિહિરકુલે બૌદ્ધોનો સંહાર કરવા માંડ્યો. ઇતિહાસ એ ઘોર હત્યાની સાક્ષી પૂરે છે.

૬

આર્યસિંહે પાટલિપુત્રથી વિહાર શરૂ કર્યો ત્યાર પછી રાજ-માતાએ પૂર્વવત્ સમાધિ અને ચિંતનનો અભ્યાસ દૃઢ કરવા માંડ્યો. પણુ પોતે કરેલાં કર્મોની યોગ્યતા વિષે તેમનું હૃદય શંકાશીલ રહ્યા કરતું: મિહિરકુલનો વધ કરાવ્યો હોત તો ? મિહિરકુલનાં ઘોર કૃત્યોની ખબર રાજમાતાને મળ્યા જ કરતી હતી.

## રાજમાતા

એક દિવસ નરસિંહગુપ્ત બાલાદિત્ય પોતાના વૃદ્ધ સચિવ સાથે રાજમાતા પાસે રાજ્યના એક ગંભીર પ્રશ્ન વિષે સલાહ લેવા આવ્યો. મિહિરકુલની સામે થવા જે રાજસંઘ માતુશ્રીએ સ્થપાવ્યો હતો તેમાં ભેદ પડયો હતો. યશોધર્મા એમ માનતો થઈ ગયો હતો કે વિજય તેના નેતૃત્વને લઈને મળ્યો હતો. પણ બાલાદિત્યે મિહિર-કુલનો વધ કરવાને બદલે કન્યા આપી સત્કાર કર્યો ! આથી તે ખૂબ નારાજ થયો હતો. તેને આ બૌદ્ધોનાં ઘેલાં ગમતાં ન હતાં. છેવટે તેને વિચાર થયો અને તેમાં બીજાઓની સંમતિ મળી કે સમ્રાટ થવાને પોતે જ યોગ્ય હતો ! યશોધર્માએ અશ્વમેધ કર્યો અને પોતાને વિજેતા અને સમ્રાટ્ તરીકે જાહેર કર્યો.

આ ખબર લઈ બાલાદિત્ય અને વૃદ્ધ સચિવ આવ્યા હતા. બન્ને ખિન્ન હતા. રાજમાતા પણ વૃત્તાન્ત સાંભળી ખિન્ન થયાં. સચિવે ઉપાય પૂછયો ત્યારે માતાએ કહ્યું: " જેમ થાય તેમ થવા દો. પદાર્થો પોતાના ધર્મોને અનુસરે છે. "

આ શબ્દોથી વૃદ્ધ સચિવને ક્ષોભ થયો; અને ક્ષમા માગી પોતાનો ક્ષોભ વ્યક્ત કર્યો:

" માતુશ્રી, રાજકાજમાં બૌદ્ધધર્મની દૃષ્ટિ હાનિકારક છે, એવા મારા અભિપ્રાયને આપે કયારે પણ ધ્યાનમાં ન લીધો તેનું આ પરિણામ આવ્યું. "

રાજમાતાએ કશો ઉત્તર વાળ્યો નહિ.

સચિવે દૃઢતાથી આગળ ચલાવ્યું: " આપે મિહિરકુલનો સત્કાર કર્યો ત્યારે કેવળ આર્યસિંહની સલાહને જ માન આપ્યું. અમારા મતને પૂછયો પણ નહિ ! "

" આર્યસિંહની એમાં કાંઇ પણ સલાહ કે સૂચના ન હતી. મેં જ અહંકારથી મારો મહિમા વધારવા તેનો સત્કાર કર્યો હતો !" રાજમાતાએ ક્ષીણ અવાજથી કહ્યું.

બાલાદિત્યે અમાત્યની સામું જોયું, પણ આ પ્રમાણે રાજકાર્ય વણસી ગયું હોવાથી અમાત્યની ચીડ ઓછી થતી ન હતી.

" લોકસંગ્રહની દૃષ્ટિએ વધ કરવો ઘટે તેનો વધ કરવો જ જોઈએ, એ ભગવદ્‌ગીતાના ઉપદેશને આપ ન અનુસર્યાં તેનું આ ફળ આવ્યું. હવે ભારતવર્ષને કોણ બચાવશે ?"

" ધર્મ જ બચાવશે " રાજમાતાએ સ્વસ્થતાથી કહ્યું.

" એ તો ભારતવર્ષમાંથી બૌદ્ધ ધર્મનો નાશ થશે અને વૈદિક ધર્મ નિષ્કંટક શાસન ચલાવશે ત્યારે જ થશે" વૃદ્ધ સચિવ જ લઈ શકે એવી છૂટથી પોતાનો આગ્રહ રજૂ કર્યો.

" મિહિરકુલનો પણ એ જ મત છે " રાજમાતા જાણે સમર્થન કરતાં હોય તેમ બોલ્યાં. સચિવ મૂક બની ગયો.

" માજી ! ધર્મ અને વ્યવહાર વચ્ચે ભેદ તો રહેવાનો. મિહિરકુલનો વધ ન કરવામાં આપણી ભૂલ થઈ ! " બાલાદિત્યે પોતાનો અભિપ્રાય આપ્યો.

" મારી મૈત્રીની ભાવના શુદ્ધ ન હતી. મારો સત્કાર શુદ્ધ ન હતો. તે જ મારી મોટી ભૂલ થઈ; પણ તેથી હવે રાજકાજમાં મારી સલાહ નિરર્થક છે " કહી રાજમાતાએ મૌન સેવ્યું.

ત્રણે જણાં થોડીવાર મૌન રાખી બેસી રહ્યાં. છેવટે રાજા અને સચિવ વધારે ખિન્ન થઈ ચાલ્યા ગયા.

૭

રાજમાતાના હૃદયમાં આર્યસિંહે શાન્ત સ્થિર અને મધુર સ્વરે ઉચ્ચારેલી ગાથા एस धम्मो सनातनो આ જ સનાતન ધર્મ છે નો રણકાર ચાલ્યા જ કરતો હતો.

એક દિવસે સમાધિમાંથી નિવૃત્ત થઈ રાજમાતા આર્યસિંહના આસનથી પવિત્ર થયેલા અશોકવૃક્ષ નીચે બેઠાં હતાં. તે સમયે કાશ્મીરથી એક શ્રમણ આવ્યો. રાજમાતાએ આદરસત્કાર કરી શ્રમણને વૃત્તાન્ત પૂછયો.

શ્રમણે કહ્યું: " આર્યસિંહે મને મોકલ્યો છે! " રાજમાતાએ ઊભાં થઈ હાથ જોડી પૂછ્યું: " ભદન્તની શી આજ્ઞા છે? "

શ્રમણે કહ્યું: " મારા વધના સમાચાર સાંભળી મિહિરકુલ વિષે મૈત્રીની ભાવના કરશો તો તથાગતનો ધર્મ સચવાશે—"

રાજમાતા અવાક્ થઈ ગયાં. શ્રમણે કહ્યું: " તે તેમનો અંતિમ સંદેશો! મિહિરકુલે ત્રેવીસમા સ્થવિરની હત્યા કરી છે. "

શ્રમણ વૃત્તાન્ત કહી ચાલતો થયો.

રાજમાતાનું શબ અશોકવૃક્ષ નીચે જ્યાં આર્યસિંહનું આસન રહેતું ત્યાં માથું ઢાળી પડેલું હતું.

આમગુપ્તસામ્રાજ્યની રાજલક્ષ્મીનો અંત આવ્યો!

☆

# રાજસૂત્ર

સંધ્યા સમયનું દેવસી પડિક્કમણું પૂરું થયું. અણહિલ-વાડના નગરશેઠ વસાહ આભડ અને તેમના ત્રણ પુત્રો, વૃદ્ધ મહામાત્ય બાહડ કે વાગ્ભટ અને તેમનો ઓરમાન ભાઈ આંબડ કે આમ્રભટ—કોંકણપતિના શિરશ્રીફળથી ગુર્જરેશ્વર કુમારચક્રવર્તીના ચરણ પૂજનાર યુવાન સેનાપતિ –, રાજમાન્ય કોશાધિપ યશોધવલ અને તેમનો પુત્ર જગડૂ કે જગદ્દેવ – જે બાલપણમાં જ પોતાના કવિત્વથી શ્રીહેમસૂરિનું હૃદય રંજિત કરી તેમના મુખે 'બાલકવિ' નું બિરૂદ પામી એ નામે ઓળખાતો –, આ અને એવા બીજા અગ્રેસર જૈન શ્રાવકો કલિકાલસર્વજ્ઞ આચાર્ય હેમચન્દ્રનાં ચરણ વાંદી ક્રમે ક્રમે વિદાય થયા.

આચાર્ય ઊભા થયા. સામી ભીંત ઉપર અને આગળના ચોકમાં ચન્દ્રનું અજવાળું લિંપાતું હતું; અને એના આછા તેજમાં

શ્રીહેમચંદ્રસૂરિના બ્રહ્મોલ્લાસ–નિવાસ શા
આસ્થાને, ભારતી કેરૂં પિતૃ–મન્દિર જે હતું

તેમાં જે અનેક શાસ્ત્રો અને કાવ્યોને અક્ષરરૂપ આપતી પાટીઓ અને પત્રો ગોઠવેલાં પડયાં હતાં તે વ્યક્ત થયાં. પોતાની વિદ્યા-વાસનાની આ વેલ ઉપર દૃષ્ટિપાત કરી કલિકાલસર્વજ્ઞ સ્વાધ્યાય અને સમાધિમાં પ્રવૃત્ત થવા એ વિશાળ આસ્થાનેથી એકાન્ત ખણ્ડમાં જવા ચાલવા લાગ્યા. એટલામાં પ્રિય શિષ્ય કવિરામચંદ્રે આવી ગુરુને વંદન કરી વિજ્ઞપ્તિ કરી કે પરમભટ્ટારક મહારાજાધિરાજ ગુર્જરેશ્વર કુમારચક્રવર્તી પધારે છે; અને એનો એક ડોળો ફરકાવતો ગુરુની સામે જોવા લાગ્યો.

ગુરુએ કહ્યું: "ગુર્જરેશ્વર કુમાર ચક્રવર્તી મહિષી ભૂપાલદેવી દેવલોક પામ્યાં ત્યારથી અસ્વસ્થ છે. અદ્યાપિ તેમના મનનું સમાધાન થયું નથી! વારું કવિ! કુમારવિહાર ચૈત્યના વર્ણનનું શતક પૂરું થયું કે?" રામચન્દ્રે શિર ઉપર અંજલિ કરી ઉત્તર વાળ્યો: "ગુરુકૃપાથી પૂર્ણ થયું છે!" અને કાનમાં અને ચિત્તમાં રમી રહે એવા કંઠે પાર્શ્વસ્તોત્રનો પાઠ કરવા માંડયો. સ્રગ્ધરા છંદના લયનાં આંદોલનો એ આસ્થાનીમાં વિસ્તરી વિસ્તરી જડ થાય એ પહેલાં કવિએ મનોહર છટાથી વસંતતિલકાનો લય વહેતો મૂકયો:

> तेजांसि यच्छतु कुमारविहारनाम ।
> भूमिभुजश्चुलुकवंशभवस्य चैत्यम् ॥

કવિ રામચન્દ્રના મનોહર પાઠથી આકર્ષાઇ બીજો શિષ્યપરિવાર જે સ્વાધ્યાય માટે પ્રવૃત્ત થતો હતો તે તેની પાછળ એકઠો થઈ ગયો. તેમની પાછળ અંજલિ કરી ચક્રવર્તી કુમાર-પાલ આવી ઊભો. કાવ્યાનુશાસનના પ્રણેતા સાહિત્યાચાર્ય એકચિત્તે શિષ્યની કૃતિ વાત્સલ્યભાવથી અને પાર્શ્વનાથ વિષેના ભકિતભાવથી સાંભળતાં સાંભળતાં આનંદ અનુભવતા હતા; 'કુમાર – વિહારનામ' એ પદો ઉચ્ચારાતાં ગુરુદેવ અને નરદેવની દૃષ્ટિ મળી!

નરદેવે શિર નમાવ્યું, ગુરુદેવે નમસ્કાર સ્વીકાર્યો; એટલે શિષ્યપરિવારે ડોક ફેરવી; અને એ શ્લોકનો પુનઃ પુનઃ પાઠ કર્યો. આચાર્યની સંજ્ઞાથી રામચન્દ્રે પાઠ બંધ કર્યો. શિષ્યપરિવાર વિખરાવા લાગ્યો. રાજાની પાછળ ખૂણે બાલચન્દ્ર અને તેની હારમાં ઉભેલા થોડાક શિષ્યો જે શ્લોકપાઠની વેળાએ ઇર્ષ્યાના બળથી હોઠને હાલતા રોકી શકયા હતા, તે કુમારપાલ ' ખમાસણું ' દઇ રહ્યો ત્યાં સુધી ઊભા. ચાલવા માંડેલાં તેમનાં ચરણ રાજાના બોલ સંભળાતાં થંભી ગયા.

કુમારપાલે પૂછયું:—" સ્વામી, શાતા છે ? મારા આવવાથી આપના ધર્મકાર્યમાં કોઇ અન્તરાય તો થયો નથી ને ? સકલ લોકના પરોપકાર અર્થે આપ તપ તપો છો, તેમાં હું વિઘ્ન કરતો નથી ને ? "

હેમચન્દ્રે સ્મિત કરી ઉત્તર વાળ્યો: " રાજર્ષિ ! તમે પણ મધ્યમાશ્રમ તપસ્વી છો ! કવિગુરુ કાલિદાસે તમ સરખા રાજવીઓને અમ સરખા તપસ્વીઓથી ભિન્ન માન્યા નથી; અને એ તો યથાર્થદ્રષ્ટા કવિ હતો. त्वमपि क्लिश्यसे लोकहेतोः તમે પણ લોકના હિત અર્થે જ રાજદણ્ડ ધારણ કરવાનો શ્રમ સેવો છો. "

આચાર્યે બાલચન્દ્ર ઉપર દષ્ટિપાત કર્યો: બાલચન્દ્રે રામચન્દ્રના કાણાપણાનું અનુકરણ કરવા એક આંખ મીંચી હતી, તે એમને એમ રહી ગઇ હતી તે જોઇ પૂછયું: " બાલચન્દ્ર, રાજસૂત્ર જાણવા ઊભા છો ? " કુમારપાલની ડોક ફરી અને રાજાની ખૂણે રતાશવાળી આંખ બાલચન્દ્રને દેખાઈ.

" ના ! પ્રભુ ! આપના ઉપદેશામૃતની લાલસાથી ઊભા છીએ; પણ આપની અને ચક્રવર્તીની ગોષ્ઠીમાં અંતરાય પડે છે એટલે

જઈએ છીએ !" બાલચન્દ્ર મર્મમાં બોલી પોતાના 'ઠાણે' (સ્થાને) ગયો. સાથે ઊભેલું શિષ્યમંડળ પણ પોતપોતાને સ્થાને ચાલ્યું.

કુમારપાલે પૂછ્યું: "ભગવન્ત, બાલચન્દ્રમુનિ અપ્રસન્ન થયા છે ?"

હેમચન્દ્રે નીસાસો કાંઢી કહ્યું: "સંસાર છોડયા છતાં યે મનોવિકાર શાન્ત થતા નથી; અને વૈરાગ્યના વેષમાં નવો સંસાર ઊભો કરે છે. બાલચન્દ્રથી રામચન્દ્રની પ્રતિભા સહન થતી નથી. એમાં દોષ અમારા પક્ષપાતનો એને દેખાય છે. સમઝશે એટલે શાન્ત થશે."

કુમારપાલે કહ્યું: "સ્વામી ! અમારા અજયપાલને મુનિ બાલચન્દ્રનો સમાગમ થાય છે એ સારી વાત છે; એથી એ પણ અમારી જેમ શિવનું અને જિનનું રહસ્ય સારું સમઝશે; અને ધર્મદ્વેષના મોટા પાતકમાં નહિ પડે !"

આચાર્ય હેમચંદ્રે નીસાસો રોકયો. "રાજર્ષિ ! આમ ઊભા ઊભા ગોષ્ઠી કયાં સુધી કરશો ?" એમ કહી એકાન્ત ખંડમાં જવા ચાલ્યા. કુમારપાલ પણ પાછળ ચાલ્યો.

ગુર્જરેશ્વરનું વય સિત્તેર ઉપર હતું; આચાર્ય પંચોતેરની પાસે હતા. પણ જાણે કે બન્નેની પાસે જરા આવી શકતી ન હતી. જન્મ, જરા અને મૃત્યુમાંથી મુક્તિ મેળવવા બન્નેનો પુરુષાર્થ હતો; તેમાંથી આ લોકમાં મળી શકે એવી મુક્તિ–જરામાંથી મુક્તિ–તો આ રાજર્ષિએ અને આ વિદ્યર્ષિએ જાણે કે મેળવી લીધી હતી; એવી હતી એકની વિલાસ અને આળસરહિત નિયમબદ્ધ જીવનચર્યા; અને બીજાની બ્રહ્મચર્યનિષ્ઠા ! રાજાનું શરીર રાજા થયા પહેલાંના પરિભ્રમણથી ખડતલ હતું તે રાજા થયા પછી માંસલ થયું હતું;

પણ તેને શ્રમગૃહમાં નિયમિત 'મલ્લશ્રમ' અને 'ધનુરાદિ શસ્ત્રશ્રમથી' મેદરહિત અને કાલિદાસ જેને 'કૃશોદર અને ઉત્થાન યોગ્ય વપુ' કહે છે તેવું રાખ્યું હતું. શ્રમણે ભિક્ષાન્નથી શરીરને પુષ્ટ રાખ્યું પણ તપથી અને યોગાભ્યાસથી તેને ધર્મનું યથેચ્છ સાધન બનાવ્યું હતું.

પુંઠે ચાલતો ચક્રવર્તી આગળ ચાલતા કલિકાલસર્વજ્ઞ કરતાં ઊંચાઇમાં કંઇક વધારે હતો, તે શિર ઝુકાવી જાણે 'નમ્ર' થતો હતો. નીસરણી ચઢી એકાન્ત ખંડમાં બન્ને આવ્યા. હેમચન્દ્રે કહ્યું: "રાજન્, અહીં ધવલગૃહની મણિદીપિકાઓ તો નથી, પણ દીવી યે નથી. અંધારામાં તમને બેસવું રુચશે?"

કુમારપાલે કહ્યું: "ગુરુદેવનો જ્ઞાનપ્રકાશ ઝીલવામાં અંધકાર અંતરાય નથી!"

આચાર્યે પાસેનું દ્વાર ઉઘાડયું: અગાશીગાંથી ચંદ્રિકાનો પ્રવાહ શ્રમણના ખંડમાં રેલાયો.

કુમારપાલ બોલ્યો: "સ્વામી! આપની જ્ઞાનગંગા સરખી આ ચંદની રેલે છે ત્યાં દીવીઓ તો પુનરુક્તિદોષ જેવી લાગે. પણ ચંદની તો જડ છે. હું તો ભગવન્ત, અભણ છું. મને કંઇ ઉપમા આપતાં ન આવડે!"

હેમચંદ્ર બેઠા, સામે કુમારપાલ અંજલિ કરીને બેઠો. સોલંકી રાજાઓ વર્ણે શ્યામ હશે એમ માનવાને કારણ છે. પણ આ કાશ્મીરાદેવીના પુત્રની મુખકાન્તિ 'પંકજકેસરના' જેવી હતી. આચાર્યનો વર્ણ ગૌર જ હતો માટે તો એ હેમચંદ્ર કહેવાયા. રાજાનું ભાલ વિશાળ અને નાસાદંડ ઊંચો અને અણીઆળો હતો; આચાર્યને ઊંચો પણ પ્રાન્તે ગોળ હતો. રાજાની કેશાવલીમાં રૂપેરી

ચમક આવી ગઈ હતી; આચાર્યને માથે તાલ હતી, અને દાઢી મુંછનો લોચ કરેલો હતો. બન્નેના મુખ ઉપર ચન્દ્રનો પ્રકાશ પડતો હતો.

"વિચારચતુર્મુખ! તમને અભણ કહીશું તો ભણેલા કોણ કહેવાશે? કાલિદાસે પુરૂરવાના મુખમાં મૂકેલી ઉક્તિ તો તમે બોલો છો!" એમ કહી આચાર્ય હસ્યા.

બીજા તો વિચારચતુર્મુખ કહે છે પણ ગુરુદેવે કહે છે એટલે કુમારપાલે મ્હોં મલકાવી કહ્યું: "એ તો ગુરુદેવનો પ્રસાદ છે. ભાણ્ડાગારિક કપર્દીએ આગ્રહ કરી થોડું વ્યાકરણ શીખવાડ્યું, અને ત્રણ કાવ્ય પણ વંચાવ્યાં. એનો રસ રહી ગયો છે. મહાકવિ કાલિદાસનો રઘુવંશ તો વારંવાર સાંભળ્યા કરું છું. અને એ સાંભળું છું ત્યારે તો થાય છે કે આ સામ્રાજ્યના સૂત્રધાર થવા કરતાં આપના ચરણ પાસે બેસી ગીર્વાણગિરાનો પાઠ લીધા જ કરું! પણ ક્યાંથી એવું અમારું ભાગ્ય! મારા પિતામહ સિદ્ધચક્રવર્તીનો રાજ્યગ્રાસ મળ્યો પણ તેથી તેમની વિદ્વત્તાનો ગ્રાસ કંઈ ઓછો મને મળે?"

આચાર્ય હસ્યા. "રાજન્, સ્વસ્થ બેસો. આચાર તો લોકવ્યવહાર છે. મને તમે ગુરુ માનો છો, પણ હું તો તમને સખા માનું છું. મેં ગ્રંથો જોયા છે એટલા તમે જોયા નથી, પણ તમે જોયું છે એટલું મેં જગત્ જોયું નથી. શ્રમણચર્યામાં હું પણ ફર્યો છું, પણ તમારા જેવું કે જેટલું નહિ. ભારતીની સેવા કરવા સ્થિર થવું પડ્યું, અને ભારતવર્ષનું પરિભ્રમણ છોડવું પડ્યું. એ દેશાન્તર જોવાનો અભિલાષ અધૂરો રહી ગયો. તમે રાજન્ ભારતવર્ષના સમ્રાટ્ થયા તે પહેલાં સાત વાર તો કેદારેશ્વર સુધી જઈ આવ્યા;

તમે 'તુરુષ્કને પીલ્યા' એ પહેલાં એમને ઓળખી આવ્યા હતા. અને દક્ષિણશ્રીને તમે વશ કરી એ પહેલાં તમે એને આંખે જોઈ લીધી હતી. અમે નથી જાણતા એવું તમે ઘણું જાણો છો, વિચાર-ચતુર્મુખ ! "

કુમારપાલમાં મિથ્યા વિનય ન હતો. ગુરુદેવની જ્ઞાનમહત્તા એ જાણતો હતો; પણ તેની રખડપટ્ટી જે એ કાળે અકારી લાગતી હતી તેનું રાજા થયા પછી મહત્ત્વ સમજ્યો હતો. એ અનુભવો રાજ્ય સ્થિર કરવામાં અને સામ્રાજ્યમાં આણ વર્તાવવામાં કેટલા ઉપયોગી નીવડયા હતા તે એ જેવું જાણતો તેવું બીજું કોઈ જાણતું નહિ. પણ આજે તો ગુરુદેવનાં વાક્યો જાણે પૂર્વ ભવને પાછો લાવતા હોય તેમ સ્મરણોનું પૂર ઉછાળવા લાગ્યાં. અને એનાં આંદોલનો મુખ ઉપર દેખાયાં.

કુમારપાલ બોલ્યો: " ભગવન્ત ! બીજા તો વિચારચતુર્મુખ કહી મિથ્યા પ્રશંસા કરે પણ આપ તો ન કરો ! "

આચાર્યે શીઘ્રતાથી ઉત્તર આપ્યો: " હું મિથ્યા પ્રશંસા નથી કરતો. ગ્રંથોના પાઠથી વિચારમાં તમે બ્રહ્મા સરખા નહિ હો, નથી ! પણ જગતના દર્શનથી તમે ખરા વિચારચતુર્મુખ છો ! પણ રાજન્, મુખ ઉપર આ શા ભાવ જોઉં છું ? "

"ભગવન્ત !" કુમારપાલનો સ્વર ગદ્‌ગદ થવા લાગ્યો: " આપ જગતના અનુભવની વાત કરો છો પણ મને મારા પરિભ્રમણનો જાણે પૂર્વભવ યાદ આવે છે; પરિભ્રમણ પહેલાંનો ભવ પણ યાદ આવે છે—મને મારાં માતુશ્રી કાશ્મીરાદેવી પ્રત્યક્ષ થાય છે. મારાં રાણી ભોપલદેનાં મીઠા બોલ સાંભળું છું; અને મને ભૂખ્યાને અન્ન આપ્યું અને રખડતાને રાજ્ય અપાવ્યું તે મારાં બ્હેનબા પ્રેમળદે !

દેથળીનો સરસ્વતીકાંઠો અને ત્યાં અમારાં ગેડીદડાના ખેલ– અને અત્યારે હું ગુર્જરેશ્વર સિદ્ધચક્રવર્તીના સિંહાસને બેઠો છું. અને વચમાં, યાદ આવે છે, મારાં ભ્રમણો! દેથળીમાં ઘેર રાખીને ગયો પણ ક્ષત્રિયાણીને ઘરનું સુખ ન ગમ્યું–હું દુઃખિયાનો વીસામો ભોપળદે! મારાં પટરાણી!" રાજાનો સ્વર રુંધાઈ ગયો!

"રાજન્!" એટલું જ ધીર સ્વરે આચાર્ય બોલ્યા.

સ્મરણનું પૂર કુમારપાળના ચિત્તને ઉથલપાથલ કરતું હતું!

પ્રભુ હજી સમઝાતું નથી—મારા બાપુનો કોણે ઘાત કર્યો? અણહિલવાડમાં શોધ કરી તો એમાં આવ્યું કે કાકાએ ભત્રિજાનો ઘાત કરાવ્યો. પ્રેમલબાએ અને તેમના પતિએ મને કહ્યું–'તું નાશી જા, અદૃશ્ય થઈ જા, તારું ભાગ્ય જાગે ત્યારે આવજે.' હું નાઠો! મને જેસલ દાદાનો ભય લાગ્યો. ભગવન્ત! તમે તો બધું જાણો છો! સાચી ઘટના શી છે? આપ તો મને સિદ્ધનરેન્દ્રનન્દન–સિદ્ધરાજસુત કહી છન્દો રચો છો—આશીર્વાદ આપો છો. દ્વયાશ્રયનો પાઠ કરનારે મને સમઝાવ્યું કે સિદ્ધચક્રવર્તી 'તારી પછી કુમારપાલ પૃથ્વીનું રક્ષણ કરશે' એવું ભગવાન શંભુનું વચન સ્મરી ઇન્દ્રપુરીએ ગયા! આપ તો મૃષાવાદ ન કરો! મારો પ્રાણનો ભય મિથ્યા હતો? મેં સિદ્ધચક્રવર્તીની અપકીર્તિ કરી?"

"રાજન્! અમે મૃષાવાદ ન કરીએ! પણ અમે રાજસૂત્રને એટલું સમઝીએ છીએ કે પ્રત્યક્ષ જોયા વિના કાંઈ ન માનીએ! અમે પણ તમારા જેવું જ સાંભળેલું. ઉદયન મંત્રી કાંઈ કહેતા નહિ, પણ તમને ખંભાતમાં સંરક્ષણ આપવા તત્પર ન હતા! અમારો અને સિદ્ધચક્રવર્તીનો સમાગમ ઘણો હતો. એ મહાપ્રતાપી જીવ હતો; બીજો વિક્રમાદિત્ય હતો. અમે એનામાં

રામચન્દ્રનો અંશ જોયો ! એ તમારા પિતાનો–એમના વડિલ ભત્રિ-જાનો–ઘાત કરાવે ? શા ઉદ્દેશથી ? તમારા પિતા એમને મારી પોતે રાજા થાય એ ભયથી ? અને એવો ભય એ વીર પુરુષને થાય શાથી ? પણ સિદ્ધસુત ! રાજા ન કરે એ રાજકુળ કરે, રાજકુળ કરે એ રાજાને માથે આવે ! જ્યારે સિદ્ધચક્રવર્તી માલવમાં હતા ત્યારે ત્રિભુવનપાલે જયસિંહને મારી કુમારપાલને રાજ્ય આપવાનું ષડ્યન્ત્ર રચ્યું હતું એ લોકવાક્ય જાણો છો ?"

"શાન્તં પાપં" કુમારપાલ બોલી ઊઠયો.

આચાર્ય બોલ્યા: "તો શાન્તં પાપં ત્રિભુવનપાલનો ઘાત સિદ્ધરાજે કર્યો એ પણ !...સાચી ઘટના શી હતી તે અમે જાણતા નથી ! પણ જો ત્રિભુવનપાલે જયસિંહનો ઘાત કરવા પ્રયત્ન કર્યો હોય તો રાજસૂત્રના ન્યાયે જયસિંહ ત્રિભુવનપાલનો ઘાત કરાવે !" આચાર્ય ધીર અને દૃઢ સ્વરે શબ્દો સ્પષ્ટ ઉચ્ચારતા હતા.

કુમારપાલનું લોહી ઊછળ્યું, તે એકદમ ઊભો થઈ ગયો. "મારા પિતાના ઘાતકનો તમે મને પુત્ર કહો છો ?" ખૂણામાંની રતાશ આખી આંખમાં ફરી ગઈ! ક્ષત્રિયની રાજસી જવાલા ભભૂકવા કરતી હતી; શબ્દ સ્ફુલિંગો નીકળવા જતા હતા. પણ તે વિચારશીલ રાજાનું મનોબળ અસાધારણ હતું. નમસ્કાર કરી ફરી પાછો નીચે બેઠો.

આચાર્યની વાણી એના એ સ્વરે ચાલુ રહી: "અમારું કામ વેર વધારવાનું નથી; મૈત્રી સાધવાનું છે. રાજસૂત્રનો વ્યવહાર ગમે તે હોય પણ મારી ભારતી તો રાજન્ ! તમને સિદ્ધનરેન્દ્રસુત જ કહેશે. હું જાણું છું કે સિદ્ધચક્રવર્તીએ પરમેષ્ઠીના ધ્યાનમાં દેહ-ત્યાગ કર્યો હતો ! રાજન્, દુભવ્યા હોય તો ક્ષમા કરજો !" અને ગાથા બોલ્યા—

ખામેમિ સવ્વજીવે, સવ્વે જીવા ખમંતુ મે
મિત્તી મે સવ્વ ભૂએસુ, વેરં મજ્ઝ ન કેણઈ.

કુમારપાલે પશ્ચાત્તાપ વ્યક્ત કર્યો: "ભગવન્ત, પ્રાયશ્ચિત્ત આપો ! ક્ષણભર પણ ગુરુદ્રોહ કર્યો તેનો !" આચાર્યે સ્મિત કરી કહ્યું: "આ ગાથાનો પાઠ કરો અને એની ભાવના ભાવો."

કુમારપાલ સ્વસ્થ થયો: "ભગવન્ત મારે આ પ્રશ્ન પૂછવો જ ન્હોતો જોઈ તો ! રાજસૂત્ર જ એવું છે. મારે રાજ્યારોહણના આદિ વર્ષમાં પ્રેમલબ્બાના પતિનાં હાડકા ભંગાવવાં પડયાં; કારણ એમણે સભામધ્યે વારંવાર મારો ઉપહાસ કરવા માંડયો ! છતાં એનું દુઃખ હું ભૂલ્યો નથી. પણ મારે રાજા રહેવું હોય તો બીજો શો માર્ગ?......હા, પણ સ્વામી, કહો કે મારે રાજા જ શું કરવા થવું પડ્યું ? સરસ્વતીકાંઠે દેથળી ગામમાં ખેલતો હતો, માતા કાસ્મીરાદેવીની છાયામાં અમને ભોપળદેનાં સુખ મળ્યાં હતાં, મારે મન રાજા થવાનું ક્યારે પણ ન્હોતું."

આચાર્ય હસ્યા. "રાજન્, ભદ્રપુરુષ છો ! કર્મતત્ત્વમાં માનો છો ? વિચારો ! ત્રિભુવનપાલનો ઘાત થયો—તમને પ્રાણ જવાનો ભય લાગ્યો, ઘરબારનો ત્યાગ કરી ત્રીશ વર્ષ તમે ભટક્યા, અને રાજા થયા. આવી ઘટના કોઇ માને ? તમને બીજા કોઈની આવી કથા કહી હોય તો માનો ? અને છતાં જુઓ આ કર્મવલ્લરી કેવી ઊગી ગઇ ? અને એ રોપાઈ જ્યારે ભીમદેવને જુદી જુદી રાણીએ જુદા જુદા કુમારો થયા ત્યારે! ક્ષેમદેવ અને કર્ણદેવ ! સોરઠિયાણી ઉદયમતીનો પુત્ર ન્હાનો હતો ત્હોયે તેને રાજપાટ મળી; એ રોપમાંથી વેલ ઊગી. પાછા તમે રાજા થયા. પણ એમાં તમે કેમ આવ્યા એમ તમે પૂછશો ! રાજન્, અમે માનીએ છીએ કે આ કર્મશૃંખલા માણસ જન્મે છે તે પહેલાંની છે, અને તેના મૃત્યુપછી બંધ થતી નથી !

વાસનાનો ક્ષય થાય તો કર્મબંધન ન થાય, અને જૂના ભોગવી લ્યો તો कृत्स्नकर्मक्षयो मोक्षः! ભગવાન ઉમાસ્વાતિનું સૂત્ર છે!"

કુમારપાલ બોલ્યોઃ "પ્રભુ, મારી સામ્રાજ્યની ભૂખ પૂરી થઈ છે! ત્રીશ વર્ષ ભીખારી બની ભટક્યો! પછી પચાશ વર્ષના વયે રાજ્ય મળ્યું. વર્ણાશ્રમધર્મ પ્રમાણે વાનપ્રસ્થ થવું જોઇએ ત્યારે હું રાજા થયો! તેમાં એ દશ વર્ષ તો વિગ્રહમાં ગયાં. જલ્હણા કહેતી કે મને રાજ્ય ભોગવતાં આવડતું નથી; એની વાત ખરી છે. મને વિલાસ ગમે નહિ એ એ રાજકુમારીને ગમતું નહિ. એમને એમ એ પણ ગઈ! ભોપલદે તો ભીખારીની ભીખારણ હતી અને રાજાની રાણી હતી. એ અમારાં સહધર્મ-ચારિણી હતાં. એ હતાં ત્યાં સુધી બધું ભર્યું ભર્યું હતું. ભ્રમણના ત્રીશ વર્ષમાં યે એની સાથે હું રાજા હતો; અને હવે તો જાણે હું શું છું તે સમઝાતું જ નથી. મહારાજ! હું તો જાણે કોઇનો વેઠિયો છું.!" થોડી વાર વિચારનું મૌન સેવી રાજાએ પૂછ્યું: "ભગવન્ત, કહો સુખ શેમાં છે?"

આચાર્યે સ્મિત કરીને કહ્યું; "ભૂપાલદેવી હતાં ત્યાં સુધી પ્રશ્ન ન્હોતો થતો?"

"ના મહારાજ! એ હતાં ત્યારે વીસામો હતો. એમના ગયા પછી તો માતુશ્રી અને બ્હેનબાની પણ બહુ ઝંખના થાય છે. પ્રભુ, આપ તો બાળપણના ત્યાગી--આપને અમારી સંસારીની વેદના કેમ સમઝાવીએ?"

આચાર્ય બોલ્યા: "અમારે પણ માતા હતાં. પાહિણીને સ્મરતાં અમારું હૃદય ભરાઈ આવે છે. પણ સંસારનો ક્રમ સમઝી મન વાળીએ છીએ. અમે વૈરાગી પણ માતાને તો નથી ભૂલી શકતા!"

કુમારપાલે વિષયાન્તર કર્યું : "આપના જેવા સંયમી તો મારાથી કેમ થવાય? પણ આપની કૃપાથી વ્રત પાળવા માંડયા છે. ! પ્રભુ, હવે બ્રહ્મચર્યનું ચતુર્થ વ્રત અંગીકાર કરવું છે ! મારા પરિભ્રમણ પહેલાં આપની પાસે જ પરનારીને સહોદર ગણવાનું વ્રત લીધું હતું; અને આપના વચનબળથી તે વ્રત હજી ભગાયું નથી."

આચાર્યે ગંભીર મુદ્રા ધારણ કરી: "રાજન્ ! તમારા માટે એટલું ઘણું છે. તમે રાજા છો; એટલું પાળ્યા કરો!"

કુમારપાલ ગુરુદેવનું કથન સમજી ગયો: "પ્રભુ તમે પણ?"

આચાર્યે પૂછયું: "રાજસૂત્રની બધી વાસના છૂટી ગઈ છે?"

રાજા વિચારમાં પડયો; થોડી વારે બોલ્યો: "સિદ્ધ ચક્રવર્તીના સિંહાસને કોણ વિરાજશે તેની ચિન્તા કોર્યા કરે છે. ભગવન્ત ! હું અપુત્ર છું!"

આચાર્યે ગુર્જરેશ્વરની પાંપણમાં જલબિન્દુ જેવું કાંઈક જોયું.

ગુરુદેવે કહ્યું: "તો આપ્ત જનોનો મત વિચારો ! વાસનાવાળા હૃદયે વ્રત ક્લેશકારી થશે. તમે રાજા છો ! લોકકલ્યાણનો આધાર તમારા ઉપર છે"—

આચાર્ય આ શબ્દો બોલતા હતા ત્યારે અગાશીમાં કોઇનો ઓળો દેખાયો. રાજા અને ગુરુ બન્નેની દૃષ્ટિ એ દિશામાં ખેંચાઇ. રાજાએ પૂછયું: "કોણ ગયું એ? ધર્મસ્થાનમાં પણ ગુપ્તચરો—?"

હેમચંદ્રની વાગ્ધારા ચાલી: "રાજન, ધર્મ મનુષ્યના હૃદય-મંદિરમાં છે. રાગદ્વેષને જીતે તેને ધર્મનું દર્શન થાય. અમારા શિષ્યમંડળમાં દ્વેષની માત્રા વધી ગઈ છે; તેમાં રાજસૂત્ર પણ

ગુંચવાઈ ગયું છે. રાજન્ તમને રાજસૂત્રમાંથી મુક્ત થવાની ઇચ્છા છે. પણ જેમ તમે બંધાયા છો તેમ હું પણ બંધાયો છું. ગુરુદેવ દેવચંદ્રનો ઉપદેશ સાંભરે છે ! " અને જાણે પોતાની સાથે વાત કરતા હોય તેમ " આ વિદ્યાવાસના પણ એક વાસના છે–કર્મ છે ! ગુરુચરણની કૃપા થાય! પરમાત્માના સમાધિમાં લીન થવાની ઉત્કંઠા છે–! પણ જેટલી વાસના કરી હોય તેટલું તેનું ફળ ભોગવવું જોઇએ. "

ગુરુ બોલ્યે જતા હતા તેમાં કુમારપાલ બોલ્યો: " પણ પ્રભુ આપને આટલો બધો ક્લેશ શાનો છે? હજી તો રાજદણ્ડ મારા હાથમાં છે. "

આચાર્યે કહ્યું: ! " અમને અમારી વાસનાનો ક્લેશ છે. પેલો ઓળો પડયો તે બાલચન્દ્રનો ! એને ગુપ્ત રહી વાત સાંભળવી ગમે છે. બોલાવું છું તો પ્રકટ નથી આવતો. પણ વિશેષ તો મુંઝાઉં છું એના અને અજયપાલના ગૂઢ સમાગમથી. રાજન્, તમે લોકપાલ છો એટલે કહેવું પડે કે છે કે સાવધાન રહેજો. આ રાજસૂત્ર જ એવું છે. "

" પ્રભુ! રાજસૂત્ર જ એવું છે. અમારા ધવલગૃહતી ભિંતોને કાન હોય છે. જીવને વીસામો આપવા એકલો આપનો સમાગમ કરવા આવું છું તો રાજસૂત્ર અહીં પણ ખેંચાય છે અને આ ધર્મમંદિરના સૂત્રને ગૂંચવે છે. પણ પ્રભુ આપ તો પરોપકારાર્થે તપ કરો છો! આપને શું ?" બંને થોડીવાર મૌન સેવ્યું. વિષાદથી વિકલિત થતા ચિત્તમાંથી વિચારતન્તુ ખેંચી કુમારપાલ બોલ્યો: " મારે ચિત્તમળનો ત્યાગ કરવો છે. મારા જેવા માટે કંઈ સરળ ગ્રંથરચના કરો. "

કુમારપાલ ઊભો થયો અને ગુરુદેવને જૈન પદ્ધતિએ ખમાસણું દઈ એકાન્ત ખણ્ડમાંથી નીચે ઊતર્યો. પ્રતિહારે જયઘોષણા કરી. સમસ્ત રાજાવલી વિરાજિત પરમ ભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર ઉમાપતિવરલબ્ધપ્રૌઢપ્રતાપ નિજભુજવિક્રમાંગણ ચક્રવર્તી શ્રીકુમારપાલદેવો વિજયતેતમામ્...

આચાર્ય હેમચંદ્ર અગાશીમાં આવી પદ્માસનવાળી ધ્યાન-મગ્ન થયા.

૨

અણહિલવાડના ચઉરા અને ચોકમાં એક વાત સૌના મ્હોંમાં હતી: પટરાણી ભોપલદે દેવલોક થયાની, અને સૌને આશ્ચર્ય હતું ચક્રવર્તીને થતા શોકનું! રાણી વૃદ્ધાવસ્થાએ પહોંચ્યા પછી સ્વર્ગે સીધાવ્યાં હતાં; કોઈ કહેતું એમનું વય હશે રાજા જેટલું, તો કોઈ કહે કે એ તો રાજા કરતાં એ ઘરડાં હતાં—એ તો રાજ-ઘરની રહેણી કરણી એટલે વય જણાય નહિ. સાઠ સિત્તેરના વયે અને તે પણ કુંકુમ ચાંલ્લે મરવું એ તો મહાસૌભાગ્યની વાત! અરે પણ કુમારચક્રવર્તીનો આ ડોશી પાછળ આટલો શોક શો? અને પોતે પણ ક્યાં ન્હાના હતા?

આટલી દૃઢતાથી જે રાજ્યચક્ર ધારે છે અને જે દૃઢતાની કઠિનતા મુખની આભામાં દેખાતાં ભલભલા સામું જોઇને વાત કરતાં ખચકાય છે તે રાજા, કહે છે કે, એકાન્તમાં રડતા હોય છે; સૂર્યચન્દ્રના જેટલી નિયમિતતાથી પ્રહરે પ્રહરે ચાલતી એમની દિનચર્યાના હવે કાંઈ ઠેકાણાં રહ્યા નથી.

એક દોશીને હાટે થોડાક લોક ઊભા હતા. ત્યાં એક નાગર ગૃહસ્થ આવ્યા અને દોશી પાસે ચીની પટ્ટકુળ માગ્યું.

"કસુંબલ કે ધોળું ?" દોશીએ પૂછયું.

"અરે ભાઇ ધોળું ધોળું! આસા શેઠ! આ ટાણે કસુંબલ કેવું ? વૃદ્ધ રાણીનો શોક કરવા નાગરાણી જવાનાં છે તે કસુંબલ પહેરીને જશે ?"

દોશીએ કહ્યું: "આવો બેસો તો ખરા—કુમારશર્મા ! વાણોતર શોધી લાવે છે."

આસપાલ અણહિલવાડના નગરશેઠ વસાહ આભડનો મોટો પુત્ર હતો; ન્હાના વિના બધાને નગરશેઠે હાટ કરી આપ્યાં હતાં.

કુમારશર્મા કૈલાસવાસી રાજપુરોહિત આમિગના દ્વિતીય પુત્ર હતા. તેમનું વય આસપાલ જેટલું-ત્રીશ પાસે-હતું. તે આવીને ગાદી ઉપર બેઠા, સામે દોશી બેઠા.

હાટની બહાર ઊભેલી ટોળી પાસે ખેંચાઈ.

કોઈ બોલ્યું: "પટરાણીના શોકે ચક્રવર્તી મહારાજને ઢીલા કરી નાખ્યા છે." "મહારાજાધિરાજનો રાજદણ્ડે હર્ષશોકને અત્યાર સુધી અવકાશ ન આપ્યો એટલે શોક સોગણો થઇને રાજણ્ડને ઢીલો કરવા માગે છે" બીજાએ કોટિ કરી. "પણ આટલાં આયુષ ભોગવ્યા પછી જાય એનું આટલું દુઃખ શું?" ત્રીજાએ સરળતાથી કહી દીધું. કુમારશર્માનું મન બોલવા લલચાય એટલા માટે જાણે એ નાનકડી ટોળીએ પ્રશ્નોની જાળ પાથરવા માંડી.

"અરે મહાપુરુષોનાં ચિત્ત તમે લોક કેમ જાણો?" કુમારશર્માએ અવજ્ઞાગર્ભિત ઉત્તર વાળ્યો.

"અમે ન જાણીએ પણ આપ જેવા વિદ્વાન્ નાગર તો જાણે ને ?" એક જણે ટોળીમાંથી ધૃષ્ટતા કરી.

"વજ્રાદપિ કઠોરાણિ મૃદૂનિ કુસુમાદપિ" કુમારશર્મા બોલ્યા.

"વજ્રથી યે કઠોર અને ફૂલથી યે કોમળ ખરાં પણ–" પોતે સંસ્કૃત જાણે છે એમ બતાવતો એક જુવાન વ્હેવ્હારીયો આગળ બોલવા જતો હતો ત્યાં એક વૃદ્ધે કહ્યું: "ભાઇ, જુવાનીમાં લાગે એના કરતાં ઘડપણમાં સ્ત્રી જાય એનું દુઃખ વધારે !" પેલા વ્હેવ્હારીયે ટોળ કરવા માંડીઃ "કાકા, ઘરડાને કોઈ પરણાવનારા ન મળે એમને ?" કહી હસ્યો, અને ટોળકીના બીજા જુવાનીયા પણ હસ્યા ! વૃદ્ધનું મ્હોં પડી ગયું. કુમારશર્મા એ જોઇ બોલ્યા: "આ વૃદ્ધજન ખરું કહે છે. તેમાં હસો છો શેના ? આખા આયુષની સહધર્મચારિણીના વિયોગના દુઃખની કલ્પના તમારા જેવા લંપટોની બુદ્ધિને કયાંથી હોય ? ને ચક્રવર્તી કુમારપાલને કોઈ પરણાવનાર નથી એમ તો તું કહેતો નથી ને 'લ્યા વાણિયા?"

કુમારશર્મા રોષે ભરાયા છે એ જોઇ દોશીએ વાણોતરને ઘાંટો પાડી કહ્યું: "શના પટોળું લાવતાં કેટલી વાર ?"

"બધાં કસુંબલ છે, ધોળું જડે એટલે લાવું ને શેઠ ? એ આ એક જડયું" હાટના અંધકારમાંથી ઉત્તર આવ્યો.

દોશી બોલ્યાઃ "મહારાજ, પટણી બૈરાંને આજકાલ કસુંબલ પટોળાં જ બહુ રુચે છે. ધોળું તો કોક પ્રસંગે કોઇ લેવા આવે."

વાણોતરે પટકુળ આપ્યું. કુમારશર્માએ પોત જોયું, નાગરાણીને રુચશે કે નહિ એનો વિચાર કરી લીધો અને કેડેથી થેલી કાઢી દામ આપવા માંડયા.

દોશી બોલ્યા: "અરે શર્માજી, શી ઉતાવળ છે? ઘરમાં બતાવીને દામ મોકલજો!"

"ના શેઠ! અમે ઉધાર લેતા નથી!" કહી દામ ચુકવી આપ્યા.

પેલી ટોળીમાં બે માણસો જતા તો બીજા બે આવતા; પટણીઓને પાનની પીચકારીઓ મારતાં મારતાં ગપ્પાં મારવાનું વ્યસન હતું. કુમારશર્મા દામ ચુકવતા હતા ત્યારે ચક્રવર્તીનો પરિભ્રમણકાળનો સાથી પરમ મિત્ર જે વોસરી વિપ્ર—તેનો પૌત્ર પણ ટોળીમાં આવી પહોંચ્યો હતો. તે બોલી ઊઠયો: "ત્યારે તો ચક્રવર્તી મહારાજના લગ્નની ધામધૂમ પાછી પાટણને જોવા મળશે. સાંભરવાળાં જલ્હણા-દેવીની જોડે ચક્રવર્તીનાં લગ્ન થયાં એ જેવી ધામધૂમ પાટણે કદી જોઇ નથી! ભોપળદે પહેલાં રાણી તે સૌથી છેલ્લાં ગયાં. મહારાજનો રાણીવાસ સૂનો છે!"

આ શબ્દો કુમારશર્માના કાને પડયા અને તે હસી પડયા. "હા વિપ્ર હા! તમે વોસરિ વિદૂષકના પૌત્ર જાણો એ અન્ય કોણ જાણે? અને તેમાંયે, મોદકના અવસરની તો તમને દૂરથી ગંધ આવે ને? વિપ્ર! મિષ્ટાન્નમિતરે જના:"

"ના રે શર્માજી, અમે શું જાણીએ? એ તો આપ સરખા રાજપુરોહિત સર્વદેવના ભાઈ હોય એ જાણે!" કહી તે હસ્યો.

કુમારશર્મા તે વિપ્ર ઉપર તિરછો દૃષ્ટિપાત કરી પટકુળ લઈ ચાલવા ઊભા થયા.

માર્ગ ઉપર બાલચન્દ્ર મુનિ હાથમાં દણ્ડ અને કાખમાં રજો-હરણ લઈ જતા દેખાયા. બાલચંદ્રની એક આંખ બંધ હતી તે જોઈ વોસરિના પૌત્રની જીભ સળવળી: "હેમાચાર્યના એક શિષ્ય તો કાણા છે

ને આ બીજા બે કાણા થયા કે શું ? આચાર્ય આંખ ફોડીને વિદ્યા આપતા હોય એમ લાગે છે !"

ઉપહાસનો પવન કુમારશર્માને પણ લાગ્યો ! "એ તો એમના સબ્રહ્મચારી રામચન્દ્ર મુનિનું ધ્યાન કરે છે. જેવું ધ્યાન, એવો આકાર !" એમ કહી હસીને ચાલવા માંડયું.

બાલચંદ્રમુનિએ કુમારશર્માને જતા જોયા એટલે એમની પાસે આવ્યા; નમસ્કારવિધિ પછી બન્નેએ કુમારશર્માના ઘરની દિશામાં ચાલવા માંડયું. પેલી ટોળીની આંખ એમને જોઈ રહી. વળી વોસરિના પૌત્રે ટીકા કરી: "કુમારચક્રવર્તીના રાજ્યમાં ઉંદર બીલાડાં અને સાપ નોળીયા તો વેર ભૂલ્યા છે, વાઘ અને અજા એક આરે પાણી પીએ છે, અરે પણ આ શ્રમણ–બ્રાહ્મણો હવે એક સરખા ચાલે છે !"

વોસરિના પૌત્રની ટીકા સાંભળી વસાહ આભડનો પુત્ર આસપાલ હાટમાંથી બહાર આવ્યો. તેણે બન્નેને સાથે જતા જોયા.

આસપાલે વોસરિના પૌત્રનો હાથ ખેંચી કહ્યું: "આવો મહારાજ, બેસો તો ખરા !" ચક્રવર્તીના પાસાં સેવતા બ્રાહ્મણને માનપૂર્વક બેસાડયો.

વોસરિને કુમારશર્માએ વિદૂષક કહી ટોણો માર્યો હતો તેથી પૌત્રને મનમાં રોષ ભરાયો હતો; તે હવે બહાર નીકળવા લાગ્યો: "આ પુરોહિતું કરીને પેટ ભરે છે અને ગર્વ કેટલો છે ? પણ ચક્રવર્તી આગળ એમનું કશું ઊપજતું નથી. પોતાને રાજગુરુ માને છે પણ ખરા રાજગુરુ તો આચાર્ય હેમચન્દ્ર છે."

વોસરિનો પૌત્ર રાજસૂત્ર જાણે છે એમ સમજી ટોળી હાટમાં ગોઠવાઇ ગઇ. આસપાલે વાણોતરને કંદોઇની હાટે મોકલ્યો. "શના જોજે. મહારાજને ખપે એવું લાવજે."

વોસરિનો પૌત્ર બોલ્યો: "આ સર્વદેવશર્મા તો દેવ જેવા છે. પણ આ એમનો ન્હાનો ભાઇ તો કોઇ ઓર જ મૂર્તિ છે. અજય-કુમાર સાથે એમને ગોઠડી થાય છે તે ચક્રવર્તી નથી જાણતા એમ ન્હાના શર્માજી માનતા દેખાય છે."

આસપાલે મમરો મુકયો: "મુનિ બાલચંદ્ર અપાશરે જવાનો મારગ મૂકી કુમારશર્માની સાથે કેમ સંચર્યા?"

વોસરિનો પૌત્ર બોલી ઊઠયો: "બાલચંદ્ર મુનિ અજયકુમાર સાથે ગોઠડી કરી આવ્યા, હવે કુમારશર્મા સાથે ગોઠડી કરવા જાય છે."

આસપાલે કહ્યું: "તમને મહારાજ બધી વાતની જાણ! ગપ્પાં કાં મારો? અજયકુમાર સાથે મુનિ ગોઠડી કરવા ગયા હતા કે ગોચરી ગયા હતા? મુનિની નિન્દા કાં કરો!"

વોસરિનો પૌત્ર બોલ્યો: "હું નિન્દા નથી કરતો, આસપાલ શેઠ! આજે સવારે કુમાર ચક્રવર્તી શ્રમગૃહમાં આવ્યા અને અજયકુમારને જોયા નહિ એટલે બોલ્યા કે—'ક્ષત્રિયને શ્રમ કર્યા વિના કેમ ચાલે?' એટલે પ્રેમલદેના ભોજકુમારે કહ્યું: 'અજય-કુમાર વિદ્યાપ્રિય છે મહારાજ! એમનો શાસ્ત્રપાઠ ચાલતો હશે! ચક્રવર્તીએ કહ્યું: 'શસ્ત્રપાઠની વેળાએ શાસ્ત્રપાઠ ન જોઇએ, બોલાવો કુમારને!' રાજભટ બોલાવા ગયો અને ઉત્તર લાવ્યો: 'મુનિ બાલચન્દ્ર સાથે ગોષ્ઠી ચાલે છે!' ચક્રવર્તી પોતે આજે વ્યાયામ કરવાના ન્હોતા એટલે આપણે પછી સ્વસ્તિવાચન કરી નીકળી આવ્યા."

સામે બેઠેલામાંથી એક પટણી બોલ્યોઃ "કુમાર ચક્રવર્તીનાં લગ્ન ક્યારે ધારો છો મહારાજ ?"

"અરે ભાઈ, લગ્નની ક્યાં વાર છે? પણ ચક્રવર્તી હા પાડે ત્યારે ને ?" વોસરિના પૌત્રે પીડા વ્યક્ત કરી.

આસપાલે પૂછ્યું: "ચક્રવર્તી ના પાડે છે ?"

"ના નથી પાડતા. પણ કહે છે કે હવે ઘડપણ થયું એટલે પરલોકનું સાધન કરવું ને? આજકાલ તો મહારાજ જૈન થઈ જવાના છે એવી ધવલગૃહમાં વાત ચાલે છે! મહારાજનો હાથી કુમારવિહારની દિશાએ વળતો જોઈ આપણે આ ચૌટે વળી ગયા! તમે તો આસપાલ શેઠ મહેસરી છો એટલે કહેવાનો વાંધો નથી કે ચક્રવર્તી કુમારવિહારના દર્શને દિન પ્રતિદિન જાય એમાં દોષ નહિ, પણ જૈન સાધુ થઈ જાય એ તો સારું નહિ!" વોસરિના પૌત્રે અનેકની વતી ઉદ્‌ગાર કાઢ્યો.

વસાહ આભડના પાંચ પુત્રોમાંથી બે મહેસરી હતા, અને ત્રણ જૈન હતા.

"અરે એવું તો હોય ?" આસપાલ બોલ્યો.

"એવું ન હોય તો ચક્રવર્તી જૈનોનું ચોથું વ્રત લેવાની વાત કરે? પોતાને પુત્ર ન હોય અને બ્રહ્મચર્યના નિયમની વાત થાય કે ?" વોસરિનો પૌત્ર કાર્યકારણનો સંબંધ સમઝાવવા હસ્યો.

"ચક્રવર્તી પરણે નહિ તો રાજસૂત્રનું કોકડું બહુ ગુંચવાય" એક જણ બોલ્યો.

" હવે તો ચક્રવર્તી પરણે ત્હોયે કોકડું ગુંચવાય અને ન પરણે ત્હોય ગુંચવાય" વોસરિનો પૌત્ર જાણે પોતે જ રાજસૂત્રનો સંચાર કરતો હોય તેમ બોલ્યો.

" કેમ વારુ ?" આસપાસે રાજરહસ્ય જાણવા પૂછયું.

વોસરિના પૌત્રે રાજપુરુષની ગંભીર મુદ્રા ધારણ કરી એટલે ટોળી હસી પડી. વાણોતર કંદોઇહાટેથી ટોપલી લઇને આવ્યો. આસપાસે એક મ્હોટો પડિયો વોસરિના પૌત્રને આપી કહ્યું: " લ્યો મહારાજ, આ તમને ખપે એવું છે. આપણી હાટમાં બામણિયા પાણી છે. વાંધો નથી !" અને બીજા પડિયા ટોળીમાં વ્હેંચાઈ ગયા.

વોસરિના પૌત્રે કહ્યું: " અહીં ગાદી ઉપર બેસી અમે આહાર ન કરીએ !"

એક જણે કહ્યું: " પણ આ કયાં આહાર છે ? આ તો પ્રાતરાશ ઉપર ઉપાહાર છે ! લ્યો અંહી શણિયા ઉપર બેસો" એમ કહી તે ઊભો થયો; અને વોસરિનો પૌત્ર જે ઉઘાડે માથે જ હતો તે શણિયા ઉપર બેઠો. તેમને મીઠાઈ આરોગતા જોઈ આસપાસે બીજા એક જણની સામે આંખ માંડી વાત ચાલુ કરી: " ચક્રવર્તી વિવાહ કરે તો પછી રાજસૂત્ર શેનું ગુંચવાય ?"

પેલાએ ઉત્તર આપ્યો: " હું યે એ જ કહું છું. પછી તો બધું સુતર થઈ જાય !"

" અલ્યા ભાઈ, શેનું સુતર થાય? પેલા ટાંપીને બેઠા હોય તેમનું શું ?" ત્રીજાએ કહ્યું.

આસપાસે કહ્યું: " ત્યારે તો એમને તો ચક્રવર્તી ન પરણે તો સારું !"

વોસરિના પૌત્રથી ન રહેવાયુંઃ "એની તો આ બધી ભાંજગડ છે ?"

"શેની ભાંજગડ છે ?" આસપાલે પૂછ્યું.

"કેમ આ જોયું નહિ ? મુનિ બાલચન્દ્ર અજયકુમારને મળી કુમારશર્માની સાથે ગયા ?" વોસરિના પૌત્રે મ્હોંડાથી દિશા બતાવી ચાવતાં ચાવતાં બોલવા પ્રયત્ન કર્યો.

એક જણે પાણી હાથમાં લઇ ઊભા થતાં કહ્યું: "પણ મહારાજ ! અમે એમાં શું જાણીએ ?"

"એટલું યે નથી જાણતા કે થોડા દિવસ પહેલાં ચક્રવર્તી જૈનોમાં ચોથું વ્રત કહેવાય છે તે લેવા આચાર્ય હેમચન્દ્ર પાસે ગયા હતા; અને આચાર્યે વ્રત ન આપ્યું. મુનિ બાલચન્દ્ર અજયકુમારને કહી આવ્યા કે આચાર્યે એને રાજપાટ ન મળે એટલા માટે ચક્રવર્તીને ફરી વિવાહ કરવાનો ઉપદેશ આપ્યો. હવે કુમારપાલ ચક્રવર્તી કદી આચાર્યનો ઉપદેશ ઉથાપે ? મારા ભાઈ એટલું સમજતા નથી ? અમારાથી તે બધું કંઇ કહેવાય ?—" પોતે કાંઇ જ ન કહ્યું હોય એટલી ગંભીરતા ધારણ કરી વોસરિના પૌત્રે બામણિયા પાણીથી હાથ અને મ્હોંનું પ્રક્ષાલન કર્યું.

આસપાલે કહ્યું: "ના રે મહારાજ ! આ તો બે ઘડીની ગોઠડી છે. લ્યો તાંબૂલ લ્યો."

બધાને તાંબૂલ અપાતાં હતાં ત્યાં વસાહ આભડ આવતા દેખાયા. નગરશેઠ પોતે હાલ કંઈ વેપાર નહોતા કરતા પણ છોકરાઓની હાટે એક આંટો મારવાનું એમણે રાખ્યું હતું.

બધી મંડળી શેઠને જોઈ મીઠાઈના પડિયા આડાઅવળી કરી વિખરાવા લાગી; પણ એટલામાં શેઠ આવી પહોંચ્યા અને બધો રંગ જોઈ લીધો. વોસરિના પૌત્રને જોઇ બોલ્યા: "કેમ મહારાજ! પ્રસન્ન છો ને?"

"હા શેઠ! આ તો જરા આસપાલ શેઠનું કામ હતું તે આવ્યો હતો." વોસરિના પૌત્રે જેમ તેમ શબ્દો ગોઠવી દીધા.

"ભલે આવ્યા" કહી શેઠ ગાદી ઉપર બેઠા.

આસપાલ અને વાણોતર એકલા રહ્યા એટલે વસાહ આભડ બોલ્યા: "આશા! હાટમાં આ બધું શું? ખાઓ પીઓ એની મારે ના નથી. સવાર સાંઝ આપણે ઘેર જમણવાર દિન પ્રતિદિન હોય છે. પણ હાટડી એ તો વેપાર કરવા અર્થે છે. અહીંઆ તો ગોઠડી વેપારની હોય કે રાજસૂત્રની હોય! આવું ન ચાલે આશા! આમ વસાહ આભડની લક્ષ્મી નહિ સચવાય!"— શેઠે મોટો દીકરો જેને એ છેલબટાઉ કહેતા તેને સંભળાવી દીધું!

આસપાલે કહ્યું: "આ તો બધા આવ્યા હતા, અને વાત તો રાજસૂત્રની જ ચાલતી હતી."

વસાહ આભડે પૂછ્યું: "શું ચાલતું હતું?" આસપાલે વાત જણાવી.

પિતાએ જણાવ્યું: "આશા, આપણી હાટે આવી વાત હોય નહિ! કુમાર ચક્રવર્તીને ઇન્દ્રની જેમ સહસ્ર આંખ છે; અને વધારામાં સહસ્ર કાન છે. આપણને એમાં લાભ નહિ! લાવ ચોપડો ક્યાં છે?" ચોપડો ઊઘાડી શેઠ ટિપ્પણ જોઇ ગયા.

થોડી વાર મૌન સેવી વસાહ આભડ બોલ્યા: "આશા! આજે કુમાર ચક્રવર્તી સાથે મારે મન્ત્રણા છે; બીજાઓ પણ છે. શેનું

સમર્થન કરવું ? સિદ્ધ ચક્રવર્તીએ તો પૂરાં સાઠ વર્ષના આયુષ ભોગવ્યાં નહિ અને દેવલોક થયા ! એમને ઔરસ પુત્ર ન્હોતો ! હાય ! ત્યારે અણહિલ્લવાડની શી દશા થઈ ! રાજગઢમાંથી કેટલાં કેટલાં શબ નીકળતાં ! પોળોમાં અને ચૌટામાં ગરાશિયા સામસામા મળે, ઉશ્કેરાય અને લોહી રેડાય ! સારું થયું તે કુમારપાલદેવ વેળાસર આવી પહોંચ્યા; કહાનડદે અને મહીકાંઠાના રાણા વિજયપાલે થઇ એમને સિંહાસને બેસાડી દીધા ! અને પછી તો જાણે સિંહાસને સિંહ બેઠો—પ્રૌઢ પ્રતાપી !–બાર મહિનામાં તો દેવની આણ વર્તી ગઈ અને પાંચસાત વર્ષમાં સાંભરના આન્નારાજને વશ કરી દીધા. માલવના ઓનદીર્ય બલ્લાલનો સંહાર કરી દીધો ! કુમારદેવે સિદ્ધચક્રવર્તીનું સામ્રાજ્ય દૃઢ કર્યું અને વિસ્તાર્યું ! આપણા પાટણમાં તો આ પચ્ચીશી રામરાજ ચાલ્યું ! પણ હવે ? કુમારપાલદેવને યે ઔરસ પુત્ર નહિ ! મહારાણી ભોપલદેએ કુંવર માટે પોતાને હાથે રાજાને રાજકુંવરીઓ પરણાવી તે બધી મરી પરવારી અને છેવટે પટરાણી એ ગયાં ! હવે કુમારચક્રવર્તીને કોણ મનાવે અને પરણાવે ? આપણા રાજાને મૂળથી જ સ્ત્રીનું આકર્ષણ નહિ ! સિદ્ધચક્રવર્તીએ પુત્રની આશામાં ને આશામાં કોઇને યુવરાજ બનાવ્યા નહિ; અને રાજસૂત્રની જાળમાં ફસાયેલા ત્રિભુવનરાણાનો ઘાત થયો એટલે એમનું આખું કુટુમ્બ ભયનું માર્યું નાસી ગયું; અને એ આળ સિદ્ધચક્રવર્તીને માથે આવ્યું ! કુમાર ચક્રવર્તીને સિત્તેર–પંચોતેર થઈ ગયાં હશે, અને તે પણ હજી કોઇને યુવરાજ કરતા નથી. પોતે વિધુર થયા છે, પરણવાની ના પાડે છે. આશા ! પાછો શો ઉત્પાત થશે ? અણહિલવાડને શાં શાં વેઠવાં પડશે ? ”

આસપાલે વૃદ્ધ પિતાની અનુભવવાણી સાંભળતાં સાંભળતાં પ્રશ્ન કર્યો: “ મ્હોટા શેઠ ! કુમાર ચક્રવર્તી અજયકુમારને કેમ યુવરાજ કરતા નથી ? રાખે તો છે યુવરાજની જેમ ? ”

વસાહ આભડે ઉત્તર વાળ્યોઃ "તેમાં યે રાણા મહીપાલના દેવલોક થયા પછી તો વિશેષે કરીને. કુમારદેવે જ મને કહ્યું'તું અજયને પિતાની ખોટ નહિ લાગવા દઈએ !"

"લોકવાર્તા તો એવી છે કે એ પરમમાહેશ્વર છે એટલે આચાર્ય હેમચન્દ્ર ના પાડે છે." આસપાલ જે પોતે માહેશ્વર હતો તે ટોણો મારે છે કે લોકવાર્તા જણાવે છે એની જૈન પિતાને સમઝ ન પડી !

"જા ! જા ! એવાં ધેલાં ન કાં'ડ ! કુમારદેવને જૈનધર્મમાં રતિ થાય છે એટલે એ તો તમે મહેસરીઓએ ઊપજાવી કાડેલું છે ! પણ કુમારદેવ તો અણુહિલ્લવાડના છણ્ણું યે સંપ્રદાયોને પૂજે છે; અને કુમારવિહારે દર્શન કરવા જાય છે, એટલે કુમારપાલેશ્વરમાં ઓછી ભક્તિ છે એવું કાંઇ નથી ! આપણે પણ વર્ષમાં એક વાર તો સકલદર્શનસંઘની અર્ચા કરીએ છીએ ! કલિકાલસર્વજ્ઞ એવા હોત તો સોમનાથના મંદિરમાં એમણે જે શિવનું સ્તવન કર્યું તે કરત !"

"ના ! ના ! મ્હોટા શેઠ, મારા કહેવાનો એવો ભાવાર્થ નથી ! પણ એમના મુનિઓ કહ્યા કરે છે કે કુમારચક્રવર્તી જૈન થઈ ગયા છે અને હવે તો જૈનોનું જ રાજ્ય રહેવાનું !" આસપાલે જણાવ્યું.

વસાહ આભડ વિચારમાં પડી ગયા ! થોડી વારે બોલ્યાઃ "આશા ! તારું કહેવું સાચું છે ! સંપ્રદાયના ચેલાઓ જ આ વિખવાદનું કારણ થાય છે. તેમાં યે કલિકાલસર્વજ્ઞના મુનિમંડલમાં તો રામચંદ્ર અને બાલચંદ્રનાં ભારે તડ પડી ગયાં છે; જાણે કે કંઇ ગરાસ લૂંટી લેવાનો ન હોય ! જૈન ચૈત્યવાસીઓમાં અને મહેસરી

મઠવાસીઓમાં તો આવું હોય છે, પણ આ સુવિહિત તપસ્વી શ્રમણોમાં પણ પરસ્પર દ્વેષ...! વારુ! પણ બાલચન્દ્ર મુનિના કાંઈ સમાચાર ?"

"કહે છે કે આચાર્યમહારાજે અજયકુમારને રાજ્ય ન મળે એટલા માટે ચક્રવર્તીને ફરી પરણવાનો ઉપદેશ આપ્યો છે! મ્હોટા શેઠ! એક મ્હોંડે બ્રહ્મચર્યનો ઉપદેશ આપવો અને બીજે મ્હોંડે રાજાને ઘડપણમાં પરણવા કહેવું એ તે કેવો ધર્મ?" આસપાલે પોતાનું વલણ વ્યક્ત કર્યું.

વસાહ આભડ થોડીવાર કાંઈ બોલ્યા નહિ. "આશા! હું યે આજે ચક્રવર્તીને ફરી પરણવાનું સમર્થન કરવાનો છું; અને અજયકુમારનો પક્ષ પ્રબળ થાય એટલા માટે એમના મુખે પણ એ જ કહેવડાવવાનો છું. ના પાડશે તો કહીશ કે અજયકુમારને યુવરાજ કરો. કોઇ પણ રીતે આ સંશયની સ્થિતિ દૂર થવી જોઇએ; નહિ તો અણહિલવાડનાં ભાગ્ય પૂરાં થયાં સમઝજે. આશા! શ્રીમાલની શ્રી અણહિલવાડમાં સ્થિર થઇ છે તે અસ્થિર થઇ જશે! પણ કુમારચક્રવર્તી તો વિચારચતુર્મુખ છે! એ રાજસૂત્ર અમારા બધા કરતાં વધારે સમઝે છે; એમણે તો આખા ભારતવર્ષનાં રાજસૂત્ર જોયાં છે; એટલે તો ભારતવર્ષના સમ્રાટ્ થયા છે!"— વસાહઆભડનો પ્રશંસાપ્રવાહ ચાલતો હતો ત્યાં કુમારચક્રવર્તીની જયઘોષણા સંભળાઇ!

બહાર આવી જોયું તો ચક્રવર્તી તોખાર ઉપર બેસી રાજપાટીએ નીકળ્યા હતા તે એ ચૌટે આવતા હતા. પિતાપુત્ર વાણોતરને હાટ સોંપી માર્ગ ઉપર નમસ્કાર કરવા અને જય બોલવા ઊભા રહ્યા!

## રાજસૂત્ર

### ૩

અણહિલવાડમાં રાજપુરોહિતનું નિવાસસ્થાન ચાલુક્ય રાજાઓની ભક્તિ અને સમૃદ્ધિને અનુરૂપ હતું. છતાં એમાં રાજગૃહોની કર્કશતા કે પાટણના કોટિપતિઓનાં ઝાકઝમાળ ન હતાં! બ્રાહ્મણત્વને પ્રકટ કરે એવી એની સ્વચ્છતા, સુઘડતા અને સુંદરતા હતી! વિદ્યા–કલા ઉપર ત્યાં ધનનો વિજય ન હતો; સાત્ત્વિકતાથી શોભતી એવી એ મંદિરલક્ષ્મી હતી.

એ મંદિરની ચન્દ્રશાલામાં સૌમ્ય સર્વદેવ અને તેજસ્વી કુમારશર્માની મંત્રણા ચાલતી હતી.

સર્વદેવે કહ્યું: "મુનિ બાલચન્દ્રના કહેવા ઉપર બહુ વિશ્વાસ રાખવો નહિ!"

"એ દ્વેષનો પ્રેર્યો બોલે છે તે તો હું જાણું છું. પણ રાજસૂત્ર આમ જૈનોના હાથમાં ચાલ્યું જાય એ હું સહન કરી શકતો નથી....આચાર્ય હેમચન્દ્ર કુમારચક્રવર્તીને કયા ઉદ્દેશથી ફરી પરણાવે છે?" કુમારશર્માના બોલમાં આવેશ હતો.

"કુમાર! જરા ઉતાવળ થાય છે! આચાર્ય હેમચન્દ્ર પરણાવે છે એ બાલમુનિનું ઉપજાવેલું ન હોય?" સર્વદેવે બીજી કોટિ વ્યક્ત કરી સંશય સમજાવ્યો.

"એ શેવડો કહે છે કે એણે પોતાને કાને સાંભળ્યું છે" કુમારે સમર્થન કર્યું.

"પણ ચક્રવર્તી પોતે મને કહે છે કે આચાર્યે તો તેમને આમજનોનો અભિપ્રાય લેવો એવો બોધ આપ્યો!" સર્વદેવે કુમારશર્મા સ્થિર થાય માટે રાજરહસ્ય જણાવ્યું.

" આર્ય, આપ તો ભદ્ર પુરુષ છો ! આચાર્ય ઘણા કુશળ છે ! એ જાણે છે કે આપ્રજનો કુમાર ચક્રવર્તીનો રાણીવાસ સૂનો ન જ રહેવા દે. પછી પોતે શા અર્થે કહે ?" કુમારે ભલા એવા મ્હોટા ભાઈને રાજસૂત્રની ગમ નથી એમ સમઝાવવા પ્રયત્ન કર્યો.

સર્વદેવ વિચારમાં પડયા. થોડીવારે બોલ્યાઃ " ધારો કે આચાર્ય હેમની એવી કોઇ યુક્તિ હોય ! પણ આપણે વિચારોને કે કુમારદેવે અપરિણીત રહેવું ? સ્ત્રીસંગ વિના આ પ્રચણ્ડ રાજવીઓને સુખ લાગે ? કૌટિલ્યે પણ કહ્યું છે કે રાજાએ વિલાસમાં ન પડવું કિંતુ નિઃસુખ પણ ન રહેવું. ક્ષત્રિયોનો વિચાર સંયમસંસ્કારી બ્રાહ્મણપ્રકૃતિથી ન થાય ! એ રજોગુણી આવેશભર્યા પુરુષોની વાસના અતિ પ્રબળ હોય છે. રાણીવાસમાં એ મર્યાદિત રહે તો રાજ્યપ્રજાનું મહાસૌભાગ્ય ! હા. કુમારચક્રવર્તી પૂરા સંયમી છે; છતાં પ્રકૃતિની ઉપેક્ષા કરાય નહિ. તેમના જેવા પૂરા પુરુષને વાર્ધક્યનો સ્પર્શ થતો નથી ! બીજું વિચારોઃ પત્ની વિના ધર્મક્રિયા કેમ થાય ? રાજાને સહધર્મચારિણી વિના ન ચાલે એ આપણે પુરોહિતોએ તો જાણવું જ જોઇએ. પત્ની વિના પુરુષ 'અસર્વ' છે એવી શ્રુતિ છે. ત્રીજું વિચારોઃ રાજાને પુત્ર નથી ! એ પણ ધર્મદૃષ્ટિએ કેવડી મ્હોટી ઊણપ છે ? અને રાજા અપુત્ર હોય અને પુત્ર થવાનો સંભવ—"

" નથી ! નથી ! વસાહ અભાડ ! બાલમુનિનું કથન યથાર્થ નથી "– વસાહઆભડને સંબોધતા 'કુમારભૂપતિના મહા મૌહૂર્તિક રુદ્રશર્મા ' આવ્યા; પાછળ વસાહ આભડ આવ્યા.

અધૂરું વાક્ય આમ પૂરું થતું જોઇ સર્વદેવને જરા આઘાત લાગ્યો. તેને સમાવી બન્નેને સ્વાગત આપવા ઊભા થયા.

"પધારો પધારો નગર શ્રેષ્ઠિન્! પધારો રુદ્રશર્મન્!" અને બન્નેને યથાસ્થાન બેસાડી પોતે બેઠા. કુમારશર્મા ત્રણેની સામે બેઠો.

રુદ્રશર્મા બોલ્યાઃ "પુરોહિતદેવ! કુમારચક્રવર્તીનો વ્રતધારી થવા સંકલ્પ છે. વિવાહ કરવાની સ્પષ્ટ ના પાડે છે."

વસાહ આભડે કહ્યું: "હું અજયકુમારને સાથે લઈને ગયો! તેમના મુખે આગ્રહ કરાવ્યો."

"અજયકુમારે કાકાને આગ્રહ કર્યો? એ કેવી રીતે થયું?" કુમારશર્માએ આશ્ચર્ય વ્યક્ત કર્યું.

"મહામંત્રી બાહડે પોતાનો દૃષ્ટાન્ત આપી કુમારને સમઝાવ્યા" વસાહ આભડે કહ્યું

"એ શું વળી? મહામંત્રીનો દૃષ્ટાન્ત કેવો?" કુમારશર્માએ કુતૂહલથી પૂછ્યું.

"મહામંત્રીનાં માતા દેવલોક થયાં ત્યારે ઉદા મહેતાને ઝૂરતા જોઈ મહામંત્રીએ પિતાને યુક્તિ કરી ફરી કેમ પરણાવ્યા તેની વાત કરી" વસાહ આભડે સ્પષ્ટીકરણ કર્યું.

"મલ્લિકાર્જુનના વિજેતા આંબડ સેનાનીથી ન્હાના એ અપર માતાના પુત્રો!" રુદ્રશર્માએ કહ્યું. તેમને જૈનોનો ઘણો સહવાસ અને પક્ષપાત હતો એ કુમારશર્મા જાણતા હતા; તેથી મલ્લિકાર્જુનના વિજેતા વિષે પોતાનો મતભેદ વ્યક્ત કર્યા વિના કુમારશર્માથી રહેવાયું નહિ.

"એ તો કોણ જાણે? સામે મ્હોંડે જઈ કોંકણેશનો શિરચ્છેદ પરમાર વીર ધારાવર્ષે કર્યો કે રાઠોડવીર પ્રતાપમલ્લે કર્યો? હું તો જાણું છું કે પ્રતાપમલ્લે કર્યો! હું સ્વીકારું છું કે યશ તો સેનાનીને મળે! ચક્રવર્તીના ચરણમાં એ શિર મુકનાર આંબડ ખરા!" કુમારશર્માએ પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો!

સર્વદેવે કહ્યું: " એ આપણે કેમ જાણીએ, કુમાર ? યુદ્ધના સંઘર્ષણમાં કોણ કોના હાથે મરાયું એ જાણવું જ કઠિન ! વીરોની અહમહમિકામાં દૃષ્ટાન્ત ઢંકાઇ જાય."

વસાહ આભડ બોલ્યા: " એ જે હોય તે. પણ પુરોહિતદેવ મને આ રુચતું નથી ! કુમારચક્રવર્તી અપુત્ર છતાં વ્રતધારી થાય એ તો અણહિલવાડનું દુર્ભાગ્ય ! "

" તો આચાર્ય હેમચન્દ્રને, શ્રેષ્ઠિન્ ! કહો કે ચક્રવર્તીને વ્રત ન આપે ! " કુમારશર્માથી રહેવાયું નહિ.

" એમાં આચાર્ય શ્રીહેમમુનિ શું કરે ? ચક્રવર્તી વ્રતધારી થવાનો સંકલ્પ કરીને આવે તો મુનિ ના પાડે ? વ્રતધારી થવું એ તો શિવ સંકલ્પ છે ! છતાં આચાર્યે તો રાજાને વિવેકપૂર્વક વર્તન કરવા કહ્યું !" — સર્વદેવ જેવા નાગરને કુમારશર્માની કટુતા રુચી નહિ.

પણ વસાહ આભડ પૂરો કુશળ વ્હેવ્હારીઓ હતો. તેણે કુમારશર્માની વાત કાને જ ન ધરી. એણે બોલ્યે રાખ્યું: " આપ તો સર્વદેવ ન્હાના હતા ! પણ પુરોહિતદેવ આમિગ શર્મા જેવા હતા તો સિદ્ધચક્રવર્તી દેવલોક થયા ત્યારે અણહિલવાડ એમના જેવાનાં પુણ્યપ્રતાપથી આખું રહ્યું ! હવે એ કર્તવ્ય આપનું છે અને કુમારશર્મા તમારું યે છે. પક્ષાપક્ષીના વિખવાદમાં સૌનો નાશ છે કુમારશર્મા ! બાલમુનિના છન્દે ચઢવા જેવું નથી, ચતુર નાગર ! "

" પક્ષાપક્ષીનો ક્યાં વિખવાદ છે નગરશ્રેષ્ઠિન્ ! આપ અજયકુમારનો ઉલ્લેખ કરો છો તો કહું છું કે આપ બધા સરલ રાજસૂત્રને શા અર્થે ગ્રથિલ કરો છો ? " — કુમારશર્માએ ઘટસ્ફોટ કર્યો.

બધા મૌનમાં પડી ગયા! રાજપુરોહિતને ન્હાના ભાઈની આવી અધીરતા મુંઝવતી પણ સાથે સાથે એમ પણ સમઝાતું કે સ્પષ્ટભાષિત્વ રાજસૂત્રને સરલ રાખવા આવશ્યક હતું.

રુદ્રશર્મા બોલ્યા: “ કુમાર ચક્રવર્તી અજયપાલને પુત્રવત્ ગણે છે એ તો નિઃશંક છે.”

“ અજયકુમાર શૂર છે, કૃતવિદ્ય છે, આકૃતિ મનોહર છે, તેમનું કલાચાતુર્ય અસાધારણ છે, અને ભગવાન્ શંભુનો એ પરમ ઉપાસક છે. અજયકુમારમાં શી ઊણપ છે? એમને યુવરાજ કરવા કુમારચક્રવર્તીને કેમ કહેવાતું નથી?”—કુમારશર્માએ પોતાનો પક્ષ સ્પષ્ટ કર્યો!

“કુમારશર્મા, તમે એમ માનો છો કે આભડે એવી વિજ્ઞપ્તિ કુમારચક્રવર્તીને નહિ કરી હોય?” વસાહ આભડે ઉદ્વેગથી કહ્યું.

“ તો તમારા હેમાચાર્ય ના પાડતા હશે? ” કુમારશર્માએ વેગથી ઉત્તર વાળ્યો.

સર્વદેવ બોલ્યા: “ કુમારચક્રવર્તીને હજી તમે પૂરા ઓળખતા નથી! રાજસૂત્રમાં એ સાંભળે છે સૌનું, પણ અનુસરે છે પોતાના સંકલ્પને! અને એ અયોગ્ય છે એમ કોણ કહેશે? ચૌલુક્ય વંશમાં રાજસૂત્ર સમઝનાર આવો કોઈ જાણ્યો નથી! કેમ રુદ્રશર્મા, તમે શું ધારો છો?”

“હું ધારૂં છું કે જગતને પ્રત્યક્ષ કરી રાજપાટે બેસનાર બીજો કોઈ આવો રાજા થયો જ નથી!”—રુદ્રશર્માને અંગત પરિચય હતો અને જ્યોતિષીઓને આવશ્યક એવી મનુષ્યસ્વભાવની પરખ હતી.

" તો હું આપ બધા વડિલોને પૂછું છું કે અજય-કુમારમાં શી ઊણપ છે કે કુમારચક્રવર્તી અજયકુમારને યુવરાજ કરતાં અચકાય છે? પોતે હવે વ્રતધારી થવા ધારે છે એટલે પુત્રની આશાએ ન કરતા હોય એમ તો નહિ કહેવાય?" કુમારશર્મા જાણે આ મુંઝાયેલા વડિલોને સૂઝ પાડતો હોય એમ બોલ્યો.

સર્વદેવે કહ્યું: " મારો તો દૃઢ અભિપ્રાય છે કે કુમારદેવે લગ્ન કરવું જ જોઇએ! પુત્રપ્રાપ્તિ વિના ઐહિક કે પારલૌકિક સુખ નથી! શ્રુતિ–સ્મૃતિ પ્રતિપાદિત એ પરમ ધર્મ છે."

વસાહ આભડે રુદ્રશર્માને પૂછ્યું: " આપ તો જ્યોતિષમાં પારંગત છો. આપ કહો ને કે રાજાને પુત્રસુખ છે કે નહિ?" ત્રણેની આંખોમાં અપૂર્વ કુતૂહલ જાગ્યું.

" રાજસૂત્રમાં જ્યોતિષ અસ્થાને છે. યોગ્ય પુરુષાર્થ આચરવો જોઇએ!" રુદ્રશર્માએ પોતાનો અનુભવ વ્યકત કર્યો!

" તો પણ ગ્રહયોગ શું કહે છે?" કુમારશર્માએ ચતુરાઇથી પૂછ્યું.

" ગ્રહયોગ મહારાજને ત્રેશીમા વર્ષ પછી પુત્ર સૂચવે છે; પણ મધ્યમાં મ્હોટો અરિષ્ટ યોગ છે તે તરી જાય તો. પણ હું કહું છું તમે જ્યોતિષના આધારે મંત્રણા ન કરો! લોકહિત ધ્યાનમાં રાખી રાજસૂત્ર વિચારો"—રુદ્રશર્મા બોલ્યા.

વસાહ આભડ બોલી ઊઠયા: " રાજસૂત્રમાં સંશયની સ્થિતિ અણધાર્યા સંકટોની જનની છે."

" યથાર્થ કહો છો નગરશ્રેષ્ઠિન્" કુમારશર્મા બોલ્યા. " મારી મતિ એવી છે કે કુમારચક્રવર્તીને વિજ્ઞપ્તિ કરવી કે અજયકુમાર યુવરાજપદે સ્થપાય એવી સર્વસંમતિ છે."

" વિવાહ કરાય અથવા કોઇ યુવરાજ પદે સ્થપાય એવી વિજ્ઞપ્તિ કરવી ! " સર્વદેવે પોતાનો અભિપ્રાય જણાવ્યો.

" આર્ય ! આપને અજયકુમારમાં શો દોષ દેખાય છે ? " કુમારશર્માએ મુંઝાઇને પૂછયું.

સર્વદેવ બોલ્યાઃ " તમારે મારે મુખે કહેવડાવવું છે ? અજયકુમાર વિષયલંપટ છે ! એ સ્ત્રીવ્યસનમાંથી મુક્ત નહિ થાય ! કુમારચક્રવર્તી એ જાણે છે ! "

" એ તો પુરોહિતદેવ, જુવાની છે ! માથે ભાર આવતાં વ્યસન જતું રહેશે ! " વસાહ આભડ બોલ્યા.

" તો હું અમારા પુણ્યપ્રતાપી પિતાની રહસ્યવાણી કહું ? અથવા તમને પૂછું: સિદ્ધચક્રવર્તીના અનેક ગુણોને ઢાંકી દેતું લોકવાક્ય તેમના યશને કેમ કલંકિત કરે છે ? " સર્વદેવ બોલ્યા.

" અજયકુમારનું નિપુણ કલાચાતુર્ય એમને કલાવતીઓના સંસર્ગમાં વિશેષ લાવે છે. પણ એ તો રાજ્યભાર માથે આવતાં વિસરી જવાય ! " રુદ્રશર્મા બોલ્યા.

" હું જાણું છું. અજયકુમાર રસિક છે. એ રસનું શાસ્ત્ર જાણે છે અને વળી સૂક્ષ્મરસભોગી છે. એમની સાથે ગોષ્ઠીમાં પરમ આનન્દ આવે છે "— ન્હાના ભાઈ સામું જોઈ— " કુમાર ! એ શૂર છે પણ એનામાં સંયમવૃત્તિનો અભાવ દેખાય છે ! " સર્વદેવે કહ્યું.

કુમારશર્માએ કશો ઉત્તર વાળ્યો નહિ.

વસાહ આભડે રાજજ્યોતિષીને ફરી પૂછયું: " ભૂદેવ ! અજયપાલને સિંહાસન યોગ છે ? "

રુદ્રશર્માએ મૌનનો ભંગ ન કર્યો! કુમારશર્માએ એમની સામે પ્રશ્નાર્થી મુખે જોયું.

“ હા છે!”–રુદ્રશર્માએ બે શબ્દો ઉચ્ચાર્યા!

“ પણ રાજસૂત્રમાં જ્યોતિષને સ્થાન ન હોય! ધર્મની–લોકહિતની–પ્રેરણા જ હોય!” સર્વદેવે કહ્યું.

“મારો પણ એ જ મત છે!” રુદ્રશર્માએ કહ્યું અને માર્ગ શોધવા પૂછ્યું: “ આચાર્ય, હેમચન્દ્રની મતિ શી છે તે જાણીએ તો?”

વસાહ આભડે કહ્યું: “ એ તો કલિકાલસર્વજ્ઞ છે; છતાં બાલ–ત્યાગી છે! વ્યવહારની રૂઢિના એમના વિચારને બંધન ન હોય! એમને ક્લેશ ન આપીએ તો સારું!”

સર્વદેવે કહ્યું: “ નગરશ્રેષ્ઠિન્, આચાર્ય વિચક્ષણ છે. સર્વલોકના હિતે રતઃ એવા એ છે. એમનો અભિપ્રાય જાણી હું કુમારચક્રવર્તીને વિજ્ઞપ્તિ કરીશ. કુમારશર્મન્, આચાર્યની વસતિએ મારી સાથે આવશો?” કુમારશર્માએ ઉત્તર ન આપ્યો એટલે આવેશનો નિરોધ કરતા ઉદ્દગાર કાઢ્યો: “શિવ અને જિનના અદ્વેષમાં ગુર્જરભૂમિનું કલ્યાણ છે. આપણા પૂર્વજોએ એ સૂત્ર સાચવી રાજપુરોહિતિ કરી છે. આ જ ચન્દ્રશાલામાં બેસી પિતામહ સોમશર્માએ બુદ્ધિસાગર અને જિનેશ્વર સૂરિને સત્કાર્યા હતા! એમણે જ પરમમાહેશ્વર જ્ઞાનદેવની સૂચનાથી ચૌલુક્યેશ્વર ભીમદેવના કાલમાં સુવિહિત જૈન શ્રમણોને અણહિલવાડમાં ત્રિપુરુષપ્રાસાદ અધીન ભૂમિમાંથી ભાગ કાઢી પ્રથમ વસતિ બંધાવી આપી!”

“ પણ એ તો ચૈત્યવાસી જૈનોનું માત્સર્ય ઓછું કરવા નહિ કર્યું હોય?” કુમારશર્માથી બોલી જવાયું!

" કુમાર, તમારી બુદ્ધિ રાજસૂત્રમાં પરોવાઈ છે તે બ્રહ્મસૂત્રમાં પરોવાશે એટલે ભિન્ન સમઝાશે ! જે હો તે હો ! પણ એ પરંપરામાં ગૂર્જરભૂમિનું કલ્યાણ છે " રાજપુરોહિતે મન્ત્ર ઉચ્ચાર્યો !

રુદ્રશર્મા અને વસાહ આભડે મસ્તક હલાવી સંમતિ આપી !

" પુરોહિતદેવ, ગૂર્જરભૂમિનું કલ્યાણ આપને અધીન છે " કહી વસાહ આભડ ઊભા થયા. એટલે રુદ્રશર્મા રાજજ્યોતિષી પણ ઊભા થયા; અને બન્ને નમસ્કાર કરી ચંદ્રશાળામાંથી બ્હાર ગયા.

## ૪

કુમારપાલે જગત જેવું જોયું છે તેવું કોઈ રાજાએ જોયું નથી, એમના જેવી જીવનચર્યા કોઇએ અનુભવી નથી—એ રુદ્રશર્મા રાજજ્યોતિષીનું કથન યથાર્થ હતું ' એ જીવનચર્યાથી કુમારપાલ ઘડાયો હતો. એ ઘડતરમાં વિદ્યાપાઠને સ્થાન ન હતું. છતાં રાજાના મનમાં વિદ્યાભ્યાસનું સ્થાન ઓછું ન હતું ! વિદ્યામૂર્તિસમા હેમચન્દ્રને જોતો ત્યારે તેને ચક્રવર્તિપદ અધૂરું લાગતું ! એટલે પોતાને ન મળેલું તે પોતાના અજયકુમારને આપવા રાજા ઘણો ઉત્સુક હતો. પરિણામે અજયપાલ વિદ્યાસંસ્કાર સારો પામ્યો પણ સમય જતાં એ અનુભવી રાજાને સમઝાયું કે વિદ્યાસંસ્કાર અને શ્રમગૃહનો સંસ્કાર રાજકુમાર માટે પૂરતો નથી. રાજવૈભવ અજયકુમારને વ્યસનોના વિલાસમાં ખેંચી જાય છે એ કુમાર-પાલના ધ્યાનમાં આવી ગયું હતું; અજયકુમારની કલાચાતુરી અને કલાવતીઓમાં આસક્તિ તેને મુંઝવતી હતી. તેની આ વૃત્તિને રોધવા રાજા અનેક ઉપાયો કરતા હતા; એટલે અજયને કાકા કર્કશ લાગતા હતા. કુમારચક્રવર્તીએ અજયકુમારનાં વેળાસર વિવાહ કરી દીધા હતા, અનેક વાર કરી દીધા હતા '

પણ ચિંતાનું કારણ દૂર થયું ન હતું. કોઈ રૂપવતી છતાં તેજસ્વી રાજકન્યા હોય તો અજયને વશ રાખે એમ ધારી પરમર્દિ રાજાની પુત્રી નાઇકિનાં માગાં કર્યાં હતાં. કુમારચક્રવર્તીના પદે આવવાનો જેને સંભવ છે તેને કોણ કન્યા ન આપે? નાઇકિ અજયપાલની પ્રીતિપાત્ર થઈ. તેને એક પુત્ર થયો જેને ચૌલુક્યવંશના પ્રતાપી સ્થાપક મૂલરાજનું નામ અપાયું!

પુત્ર થયા પછી નાઇકિદેવીને રાજસૂત્રમાં વધારે રસ આવતો અને પતિ ઉપેક્ષા પામતો!

*

રાણીવાસમાં અજયકુમાર નીરવ પગલે આવી રૂપાજડિત માંડવીમાં બેઠો. સંસ્કૃત સાહિત્યકારો નાયકોને 'ધીર' નું સાધારણ વિશેષણ આપી તેમની ચાર પ્રકૃતિઓ કલ્પે છે: ઉદાત્ત, ઉદ્ધત, લલિત અને શાન્ત. પણ અજયકુમારની પ્રકૃતિ ઉદ્ધત–લલિત હતી; અથવા કહો કે શૂરલલિત હતી! તેનામાં ધીરતાની ઊણપ હતી; દારિદ્રયના દિવસોના અનુભવી ગણતરીકુશળ છતાં વત્સલ કાકાના રાજવૈભવમાં ઊછરેલા ભત્રિજાને અર્થવ્યયની મર્યાદા ન હતી.

અજયકુમારની પ્રકૃતિમાં ઘેલછાનો–શિથિલતાનો–કંઈક અંશ હશે? આવેશમાં આવ્યા પછી રોકાવું તેને માટે અશક્ય હતું. જેની પાછળ મન લાગે તે જોઈએ જ, અને મળ્યા પછી કે તૃપ્ત થયા પછી તેનું સ્મરણ પણ તેને ન રહેતું. પ્રેમપાત્ર ન મળતાં બીજાઓને જ્યારે ઝંખના થાય ત્યારે અજયકુમાર ઝૂરે અને જાગ્રત્સ્વપ્ન સેવે.

અત્યારે રાણીવાસમાં રૂપાજડિત માંડવીએ બેઠેલો અજય ઝૂરતો હતો—જાગ્રત્સ્વપ્નમાં હતો.

એક પ્રસંગે બાલચન્દ્રમુનિએ પોતાના ગુરુનું રચેલું પ્રાકૃત કાવ્ય અજયકુમારને સંભળાવ્યું. ચક્રવર્તિમહારાજ કુમારવિહારમાં દર્શન કરવા ગયા તે વેળાએ થએલા સંગીતકનું તેમાં વર્ણન હતું. એમાંની એક ગાથા અજયકુમારના મનમાં સ્થિર થઈ ગઈ:

'શમિ–સપ્તપર્ણ ગોરી છટ્ટી ભલ્લી શું પંચશરની એ
મૃગશાવાક્ષી, વરમુખર ગાયની લેઇને કાંસી.'

એ ગાથામાંથી પદસમૂહો તાનપલટાની જેમ તેના મનમાં ઊલટપાલટ રમતા: "ગોરી! છ ી ભલ્લી શું પંચશરની?" "મૃગશાવાક્ષી!" "વરમુખર ગાયની!" અને પદોની મૂર્તિ ચિત્તમાં પ્રત્યક્ષ થતા અજયકુમારને એક જાતની વિહ્‌વલતા થવા લાગી; અને પછી તો એ 'પંચશરની છટ્ટી ભલ્લી' ને કુમારપાલેશ્વરાયતનના રંગમંડપમાં ચક્રવર્તીને પડખે રહી પોતે ગાતી અને નૃત્ય કરતી જોઇ!

રંગમંડપમાં આરસનો શીતળ અને સુંવાળો સ્પર્શ, વિવિધ ફૂલોનો સુવાસ અને ધૂપનો સુગંધ, અને આંખ ભરી ભરીને પીઓ એવાં સુન્દરીઓનાં રૂપ, ચિત્તને એક પ્રકારની મત્તતા આપી એકાગ્ર કરતાં હતાં. 'ત્યાં અષ્ટમીના ચન્દ્ર સરખા લલાટવાળી સ્ત્રીઓએ સંગીત આરંભ્યું; તત્કાલ નર્તનીઓએ નીવિબંધ દૃઢ કર્યા, ષડ્‌જાદિના ક્રમોત્ક્રમ પલટા થયા, સવિશેષ શબ્દગીત ચાલ્યું. પાષાણના સ્તંભોને અડી ઊભી, પૂતળીઓ સરખી નગરની વધૂઓ! વીણાવાદન થયું; વાંશિકશ્રેષ્ઠે વંશ વગાડયો; એટલે હાથમાં કાંસી લઈ 'વરમુખર ગાયની' 'પંચબાણની છઠી ભલ્લી' આવી ઊભી. તેનું ગાન ચાલ્યું—અમૃતની શેર સમા મધુર સ્વરે; અને આલપ્તિવેળાએ પુંઠેની ગાયિકાઓના પણ અમૃતની શેરસમા મધુર સ્વરોનો સંવાદ!' દાન અપાવા લાગ્યા. ચક્રવર્તીએ ગણતરી પ્રમાણે આપ્યું. અજયે

બધાં આભૂષણો સમર્પી દીધાં ! કાકાની દૃષ્ટિ પડી—આ જાગ્રત્સ્વપ્ન અજયકુમારને વારંવાર થઈ આવતું; અને હેમચન્દ્રની મોહક પ્રાકૃત પદાવલીનું ગીત તે સ્વપ્નમાં વણાઈ જતું; કારણકે એ 'પંચશરની છઠ્ઠી ભલ્લી' ને શોધવા અજયકુમારની દૃષ્ટિ આખા અણહિલવાડમાં ફરી વળી હતી; પણ એ ભલ્લીનો ઘા ફરી અનુભવવાનો અવસર અજયને સાંપડયો નહિ.

નાઇકિદેવીએ અજયના ઉત્સંગમાં બાલમૂલને મૂકયો. બાલમૂલ પિતાની દાઢી સાથે રમવા લાગ્યો. નાઇકિદેવીએ અજયના મુખ સામું જોઈ બાળકને ઊઠાવી લીધો, અને ધાત્રીને આપી દીધો ! અજયે જરા માથું હલાવ્યું અને બોલ્યો: "ભલ્લી છઠ્ઠી શું પંચશરની !"

નાઇકિદેવીનું મનોહર મુખ ખેંચાયું; નાસાદણ્ડ ધ્રૂજવા લાગ્યો, નસકોરાં જરા ફૂલ્યાં ! મુખ ઉપર રતાશ આવી; રૂંધેલા શ્વાસથી ભરેલું વક્ષઃસ્થલ ઊંચું થયું; અને શબ્દોદ્ગાર થયોઃ "કયાં છે એ તમારી છઠ્ઠી ભલ્લી ?"

ચતુર નાયક લલિતભાવે બોલ્યોઃ "આ રહ્યાં પંચશરનાં છયે બાણ મારાં" અને ઊભો થઇ નાઇકિદેવીના વક્ષઃસ્થલને ગાઢ અલિંગન કરી, ચપચપીને અધરરક્તિમા પીધી. નાઇકિદેવી મૂંઝાઈ ગઈ. શરીરને અને હૃદયને પ્રથમ તો અભ્યસ્ત 'પ્રતિભાવ' થયો ! પણ અજયની આંખ સાથે આંખ મેળવતાં વિલક્ષણતા જોઈ અળગી થઈ ગઈ !

"કોને આલિંગો છો ? વરમુખર ગાયનીને ? કામદેવની છઠ્ઠી ભલ્લીનો ઘા થાય છે ? અમૃતની શેરો કાનમાં ઊછળે છે ?" નાઇકિના મુખમાંથી નીકળ્યા.

અજયકુમાર નાઇકિદેવીના મનોહર-કોપથી અધિક મનોહર-મુખ સામે જોઈ રહ્યો! સાચે જ છઠી ભક્તિ એ જ!

નાઇકિદેવીથી ન રહેવાયું: "શું જુઓ છો? આમ ને આમ રાજપાટ જતું રહેશે. કાંઈ વિચાર છે? જાણો છો શું ચાલે છે?"

સ્વપ્ન ખંખેરવા અજયપાલે પ્રયત્ન કર્યો: "જાણવા જેવું શું ચાલે છે? રાણી, મધુપાત્ર લાવો!"

"ચાવડાઓની એ વિનાશક સુરાને ચાલુક્યોએ બ્હાર કાંઢી હતી તે તમારા જેવાઓ પાછી લાવ્યા એટલે મધુપાનનો ચક્રવર્તીએ પ્રતિબંધ કર્યો છે!" નાઇકિદેવીએ ઉત્તર વાળ્યો!

"ક્ષત્રિયોને નહિ—વાણિયાઓને અને વધારામાં ચોખલિયા નાગરોને! રાણી, મધુપાન કરાવો!"—અજયપાલે આસન ઉપર બેસી વિનંતી કરી. રાણીથી કઠોર રહી શકાયું નહિ, એટલે મ્હોં જરા મલકાઈ ગયું!

ચક્રવર્તીની આજ્ઞાથી ધવલગૃહમાંથી જીર્ણમાં જીર્ણ સુરા સરસ્વતીમાં રેડી દેવાઈ છે!" રાણીથી ઉપહાસ થઈ ગયો!

"જેથી આખા અણહિલવાડને રાજસુરાનો લાભ મળે! ચક્રવર્તીને આ શું સૂઝે છે? આવતી કાલે આજ્ઞા થશે કે ક્ષત્રિયે માંસાહાર બંધ કરવો, પછી થશે કે શસ્ત્રત્યાગ કરવો; અને પછી?—બધાએ માથું મુંડાવી રજોહરણ લઈ પાટણની પોળોમાં ફરવું!" અજયે આવેશમાં માથું ધુણાવી કહ્યું: "મારે જૈન નથી થવું! હું ચક્રવર્તીને વિનંતી કરીશ કે મને દેશવટો આપે! આ અસહ્ય છે! રાણી, સુરા મંગાવો!"

"તમને હવે દેશવટો જ છે ને? પેલા વાણિયાઓએ તમારી પાસે કુમારચક્રવર્તી સમક્ષ શું બોલાવડાવ્યું?" રાણીએ પૂછ્યું અને દાસીને સુરાપાત્ર લાવવા આજ્ઞા કરી.

"પેલી ધવલગૃહની જીર્ણ સુરા—તમે જે સરસ્વતીમાંથી ગાળી લીધી છે તે"—અજયે હસીને કહ્યું: "મેં કુમારચક્રવર્તીને વિનંતી કરી કે અમને રાજપાટે બેસે એવો ન્હાનો ભાઈ આપો!"—અને ખડખડાટ હસ્યો.

સુરાપાત્ર લઈ નાઇકિદેવી અજયની પાસે બેઠાં. કમળદલના ન્હાના પડિયા એક રૂપાના થાળમાં પાસે પડ્યા હતા. એક પડિયામાં સુરા ભરી અજયને આપી! અજયે નાઇકિદેવીના અધર આગળ ધરી. રાણીએ ના પાડી. અજયે આગ્રહ કર્યો: "અધરસ્પર્શથી પુનિત કરો દેવિ!" રાણીએ ઓષ્ઠસ્પર્શ કર્યો! અજય રાણીની આંખમાં આંખ મીલાવી પી ગયો! અને બોલ્યો: "'હવે પ્રિયામુખોચ્છવાસ-વિકમ્પિતં મધુ'" એ મારા પડિયાનું મધુ તો મારે પી લેવું જોઇએ ને?" કહી અંબોડે દબાવી રાણીનું મુખ નમાવ્યું! અને બડબડયો: "ગોરી બલ્લી છઠ્ઠી શું પંચશરની?" રાણીએ માથું ખેંચી લીધું.

"કુમારચક્રવર્તી યથાર્થ કહે છે. અમે રાણીઓ જ તમને ઉન્માર્ગે ચઢાવીએ છીએ!" કહી નાઇકિદેવી ઊભાં થઈ ચાલવા માંડયાં. અજયપાલે પણ ઊભા થઈ અનુનય કર્યો! રાણીના ચરણ પકડી રોકયાં.

"આ મદિરાને અને એ છઠ્ઠી બલ્લીને ભૂલો ત્યારે પરમર્દિની પુત્રીને બોલાવજો. હું મારા બાળકને લઈ પિતા પાસે ચાલી જઇશ." રાણીનાં દઢ વચન સાંભળી અજયકુમારનો મદ અને સ્વપ્નભ્રમ સરી પડયાં! એ રૂપમાં હવે રતિની પ્રેરણા ન હતી. ક્ષત્રિયાણીનો શુષ્ક અગ્નિ એ મુખ ઉપર બળતો દેખાયો!

અજયકુમાર આસન ઉપર બેઠો! માથાની કેશવાળી ઉપર બન્ને હાથ ફેરવ્યા. ડાબો હાથ મુંછ અને દાઢી ઉપર ફેરવ્યો! "રાણી! મદિરા ત્યાગી! બેસો. કુમારચક્રવર્તીની આજ્ઞા જે ન

કરી શકી તે તમારા ભ્રૂભંગે કર્યું: બેસો! મુખ ઉપર આટલી રૂક્ષતા કેવી?"

નાઇકિદેવી પાસે બેઠાં પણ મુખની રેખાઓ મૃદુ ન થઈ! તેમણે પૂછ્યું: "રાજસૂત્ર કેવું ગૂંચવાયું છે તે જાણો છો? ચક્રવર્તીએ વસાહ આભડને ફરી લગ્ન કરવા ના કહી એટલે હવે પુરોહિત મહારાજ સર્વદેવ આગ્રહ કરવાના છે! કુમારશર્માનાં પત્ની લક્ષ્મીની વાત, એટલે શંકા વિનાની."

"મને કુમારશર્માએ પોતે કહી રાણી! પણ તેમાં હું શું કરું?" અજયકુમારે પૂછ્યું.

"કુમારચક્રવર્તી પછી રાજપાટ તમારી છે એ વિચાર કદી આવે છે?" – રાણીએ અજયને રાજસૂત્રમાં રસ લેવાનું કારણ સૂચવ્યું.

"ના, કદી નથી આવતો! કુમારશર્માં મને રાજસૂત્ર સમઝાવે છે તો પણ નથી આવતો! અને કેમ નથી આવતો? કારણકે મને વિશ્વાસ છે કે રાજપાટ મને જ મળવાની છે"– અજયકુમાર દૈવવશની જેમ બોલતો હતો.

"તમને જ મળશે એમ કેમ માનો છો? તમારા ન્હાના કાકા કીર્તિપાલ છે, પ્રેમલ ફોઇબાના ભોજરાજ છે, અને લીલૂ નણંદનો પ્રતાપમલ્લ ભાણેજિયો છે. તમને મળશે એમ કેમ માનો છો? અને વળી સસરાજી પરણે–અને અમારે દિયર આવે તો તો રાજપાટ એને જ મળે ને?" નાઇકિદેવીએ વિનોદ જેવી વાત પણ ગંભીરતાથી કહી.

" કુમારચક્રવર્તીને પુત્ર થશે તો હું તેનો વિશ્વાસુ સેવક થઇ રહીશ. તેનું રક્ષણ કરીશ. રાણી મને રાજ્યલોભ નથી!" –અજયકુમારે મહાનુભાવતાથી કહ્યું.

" તમને રાજ્યલોભ ભલે ન હોય! પણ મારા બાળ મૂળરાજનું રાજ્ય કેમ છીનવી લ્યો છો? કુમારચક્રવર્તીને પુત્ર થાય તો હું ય સુખી થાઉં! પણ ન થાય તો?"–રાણીએ અજયને ઉશ્કેર્યો.

" ન થાય તો રાજપાટ મારી છે. મને મારા ભુજબલમાં વિશ્વાસ છે; રાજસૂત્રમાં વિશ્વાસ નથી. આપણો બાલ મૂળરાજ મારા ભુજબલે પ્રાપ્ત થયેલા સિંહાસન ઉપર બેસશે. મારી તલવાર અન્તરાય થતાં બધાં ઝાડવાં લણી નાખશે. એ તો જેમ કુમારચક્રવર્તી થયા તેમ અજય ચક્રવર્તી થશે. રાણી નચિંત રહો! મારાં બિરૂદોએ મેં ચિંતવી રાખ્યા છે." અજય પૂરા ઉત્સાહમાં હતો એટલે સ્વસ્થ થતાં રાણીનું રૂપ મોહક થયે જતું હતું.

" શા બિરૂદો ચિંતવ્યા છે મારા રાજ!" ગૌરવભર્યો સ્મિત સાથે નાઇકિદેવીએ પૂછ્યું.

" એક તો પરમ માહેશ્વર" અજયે માથું ભક્તિભાવે નમાવીને કહ્યું.

" અને બીજું?" રાણીએ આંખ ઊંચી કરી પૂછ્યું.

અજયે માથું ઊંચું કરી કહ્યું: " પ્રબલ–બાહુ–દંડ–દર્પ!"

" ત્રીજું મારું આપ્યું રાખશો ગુજરેશ્વર?" રાણીએ નયન નચાવી કહ્યું. રાજાએ રાણીની આંખમાં આંખ મીલાવી ઉદ્દગાર કર્યો: " બોલો રાણી! તમારું વચન કદી ઉથાપ્યું છે?"

" રૂપ–કંદર્પ!" કહી રાણીએ ઊભાં થઈ અજયની આંખે હાથ ઢાંકી દીધા.

અજયકુમારે હાથ ઉઠાવી પોતાને હૈયે ચાંપ્યા અને પરસ્પર આંખો મળી. પણ તેમાં એક બીજાને રાજસૂત્રનાં વિલક્ષણ તાંતણા દેખાયા! રુદ્ર અને બીભત્સ, ભયાનક અને અમંગલ આભાઓ દેખાઇ! "ગુર્જર ચક્રવર્તીનાં મહિષી !" કહી અજય રાણીને આલિંગવા જતો હતો ! પણ ચક્રવર્તિ–મહિષીભાવમાં રસ બધો સુકાઈ ગયો હતો.

૫

આજની રાજસભા વિષે લોકોને જાતજાતના તર્કવિતર્કો થતા હતા ! કુમારપાલને ફરી વિવાહ કરવા વિષે જે મંત્રણાઓ ચાલતી તેની વિકૃત વાયકાઓ લોકમાં ફેલાઈ ગઇ હતી. કુમારચક્રવર્તીના પટરાણીના પદે અનેક "વૃદ્ધ" રાજકન્યાઓને એક પક્ષની કલ્પનાએ બેસાડી દીધી હતી; તો બીજો પક્ષ કુમારચક્રવર્તી જૈન દીક્ષા લઈ સાધુ થઈ જવાના છે એવી વાત છાનોમાનો કરતો હતો. ત્રીજો સમુદાય યુવરાજ કોણ થાય છે એ વિષે જાણકારની જેમ વાત કરતો હતો. વળી એક છેલબટાઉઓનું મંડળ અજયકુમારની હાલમાં કોણ પ્રીતિપાત્ર છે એ વિષે ચર્ચા કરતું હતું.

અણહિલવાડનો શિષ્ટ સમાજ રાજસભાએ પ્રયાણ કરતો હતો.

'આકાશમાં ચંદ્ર ચઢયો. કુમાર ચક્રવર્તી રાજસભામાં આવ્યા, વૃષસ્કન્ધ અને વ્યૂઢોરસ્ક ! તે ઉપર મોતીનો કણ્ઠો હતો. તેમાં ચંદ્રની પ્રભા મળી જતી હતી. જયઘોષણા થઈ! કનકમંડપિકામાં જતા ચક્રવર્તિને દ્વારપાલોએ ક્રમેક્રમે નરપતિઓ નિવેદિત કર્યા. નરપતિઓએ ભેટણાં ધર્યાં. આભરણોની કાન્તિથી સભામાં જાણે કે ઇન્દ્રધનુ વિસ્તર્યું ! રાજેન્દ્રને આવતા જોઇ રાજાઓના ઉત્તરીયના છેડા એક પાસેથી બીજી પાસ હાલવા લાગ્યા, આંખો ર્‌હોળી થવા લાગી, માથાં નમવાં લાગ્યાં. એમને આંખ ઊંચી કરી કુમારપાલે જોઇ

લીધા. કનકમંડપિકાએ પોતે બેઠા. કંકણુમાલ્લવાદિ નરપતિઓએ મોકલેલાં ભેટણાં ઉપર દષ્ટિ કરી ભ્રૂક્ષેપથી ભંડારમાં મોકલાવી દીધા. મહામાત્યોની વિજ્ઞપ્તિ સાંભળી અને માંડલિક મિત્રોની વિનંતી કાને ધરી; સાંભળતાં– સાંભળતાં લોકોના પ્રણામ ઝીલતા હતા. અને પોતાની દષ્ટિ નમાવી તેમને હર્ષિત કરતા હતા; પણ રાજાઓ ચક્રવર્તીનું હૃદય ન સમઝાતું હોવાથી ક્ષોભ પામતા હતા.

'એક મુહૂર્ત જવા દઇ પોતાનો અવસર જોઈ રાજાને સાવધાન કરવા પુરોહિત સર્વદેવની દંતદ્યુતિ દેખાઈ; દુષ્ટ કલિકાલને દૂર કરતો મંત્રોચ્ચાર થયો !

'વિકસિત આંખે ચામરિકીઓ ચામર ઢોળતી ચક્રવર્તી પાસે આવી. ત્યાં તૂરીઓનો ગંભીર નાંદીનાદ થયો. વાર વનિતાઓ સભાજનોમાં ભવાં ઊંચાનીચાં કરાવતી રાજા પાસે આવી. અકંપિત કરમાં થાળ લઈ તેમાં સ્થિરજ્યોતવાળું દીપકમણ્ડલ મૂકી રાજાની આરતી કાનના કુંડલ હલાવતાં-હલાવતાં ઉતારી. તે સમયે રાજાઓએ માથાં ઉપર હાથની અંજલિ કરી. ક્રયવિક્રય ચતુર મહાજનિકો સોનારત્નજડિત વેઢભરી આંગળીઓવાળા હાથ જોડી રાજાની આગળ બેઠા, અને પોતપોતાની વાર્તા કહી.

'નૃપદૂતો બ્હારથી આવેલા તે આ કુમારનરેંદ્રની સભા જોઈ ચકિત થતા, અવસરની વાટ જોતા બ્હાર જ ઊભા રહ્યા. તેમને આખી સભાની દષ્ટિ રાજામાં એકતાન થએલી દેખાઇ. મણિજડિત ભૂમિકામાં પ્રતિબિંબથી સભાજનો સોગણા દેખાતા હતા. આરતી ઉતારી રાજા વિષે આંખ માંડી વાર વનિતાઓ કટિમેખલાઓની કિંકિણીઓનો કલરવ કરતી પાસે બેઠી. કુમારનરેંદ્રની સભાનો વૈભવ અલૌકિક દેખાયો. શત્રુનૃપોના મનોરથોને આમાં અવકાશ નથી એમ નૃપદૂતોને દેખાયું.

'ચક્રવર્તી મહાજનની વાર્તા સાંભળી રહ્યા એટલે ઉલ્લસદ્ બુદ્ધિવાળા સાંધિવિગ્રહિકે આનંદભરી વિજ્ઞપ્તિ કરી પરદેશ-વૃતાંત્ત જણાવ્યો.'

સાંધિવિગ્રહિકની વિજ્ઞપ્તિ પૂરી થઈ અને બીજું રાજ્યકાર્ય પૂરું થવા આવ્યું એટલે રાજસભામાં અસાધારણ ઉત્સુકતા પ્રસરી. નવું શું આવે છે એ જાણવાની સૌને ઉત્સુકતા હતી. વિવાહ ઉત્સવ કયારે આવે છે તે જાણવાની સૌને ઉતાવળ હતી. કયી કુલકન્યાના સૌભાગ્ય દીપવાનાં છે તે જાણવાનું કુતૂહલ હતું.

ચક્રવર્તીના નિર્ણયની ઘોષણા થઈ કે પોતે હવે બ્રહ્મચર્યવ્રતનું ગ્રહણ કર્યું છે!

રાજસભામાં મર્મરરવ થયો! પુરોહિત સર્વદેવે ખિન્ન સ્વરે પૂછ્યું: "તો સહધર્મચારિણી વિના રાજાના ધર્માચારના વિધિવિધાનો કેમ થશે?"

કુમારપાલે સિંહાસનેથી ઊઠી હાથની અંજલિ કરી કહ્યું: "પુરોહિતદેવ! ભોપળદેની સુવર્ણ મૂર્તિથી! એ મારી સહધર્મચારિણી થશે. આપના પૂર્વજ વસિષ્ઠ ઋષિએ રામ રાજાને સીતા રાણીની સુવર્ણમૂર્તિ સાથે વિધિપૂર્વક યજન કરાવ્યાં તેમ આપ મને કરાવશો! કુમારપાલ સ્માર્તધર્મની મર્યાદાનો ભંગ નહિ કરે."

સર્વદેવે હૃદયથી આશીર્વાદ આપ્યાઃ "શિવસંકલ્પ રાજર્ષિનું કલ્યાણ થાઓ!"

અને આખી સભામાં કુમારચક્રવર્તીની જયઘોષણા થઈ!

અડધી રાતે રાજસભા પૂરી થઈ! કુમારચક્રવર્તી શયનગૃહે જવા ઊભા થયા. વસાહ આભડ અને સર્વદેવને વેત્રીએ આવી નિવેદન

કર્યું કે તેમને ચક્રવર્તીના દર્શનાર્થે બીજે દિવસે પ્હેલા મુહૂર્તમાં હેમવસતિએ જવાનું છે. પોતપોતાની મંડળીઓમાં બોઢો વિખરાવા લાગ્યા. વસાહ આભડ અને સર્વદેવશર્મા એક પાલખીમાં સાથે ચાલ્યા. અજયકુમાર અને કુમારશર્મા પોતપોતાના ઘોડા ઉપર એક સાથે ચાલ્યા.

સર્વદેવશર્માએ કહ્યું: “ કુમારનરેન્દ્ર ભવ્ય જીવ છે! એનો સંકલ્પ શુચિ અને દૃઢ છે. ”

“ રાજસૂત્રની એક ગ્રંથિ ઊકલી પણ બીજી ગ્રંથિઓને દૃઢ કરતી ગઈ! ” વસાહ આભડે અભિપ્રાય આપ્યો અને અજયકુમાર તથા કુમારશર્માના ઘોડા જતા હતા તે દિશામાં દષ્ટિપાત કરી સર્વદેવની દૃષ્ટિ ખેંચી.

“ હવે આપણે બંને એકમત થયા. ચક્રવર્તીએ યુવરાજપદ હવે સૂનું ન રાખવું જોઇએ! ” સર્વદેવ બોલ્યા.

“ હવે જેમ અધિક વિલંબ તેમ અણહિલવાડનું અધિક દુર્ભાગ્ય! ” વસાહ આભડે ઉદ્ગાર કાઢયા.

*

ચાંદની રેલાતી હતી ત્યાં આકાશમાં એક માંછલા જેવું વાદળું આવ્યું. અને ચન્દ્રને ગળી ગયું! રાજસભાના નિયંત્રણથી છૂટેલો અજયકુમાર આકાશ સામું જોઈ બોલ્યોઃ

હો! ગોરીમુખ–હારિયો બાદલ છુપે મયંક!

કુમારશર્માએ દોહરો પૂરો કર્યોઃ

જે જણ પરિભવ પામતા તે કયમ ભમે નિશંક?

અને સૂચક રીતે અજયકુમાર સામું જોયું, અને આસપાસ કોઈ

સાંભળતું નથી એ જોઇ કહ્યું: "હવે રાજલક્ષ્મીનો વિચાર કરો ! એ ગોરીને વશ કરો ! નાઇકિદેવી બીજી ગોરીઓને સહન કરે છે તેમ રાજલક્ષ્મી સહન નહિ કરે."

પ્રેમલ્લદેનો પુત્ર ભોજ અને લીલુનો કુમાર પ્રતાપમલ્લ ઘોડા ઉપર પાસે થઇને ગયા ! તેમને જોઈ અજયકુમારનો હાથ ખડ્ગ ઉપર પડયો: "એ ગોરી તો આને જ વશ છે કુમારશર્મા ! न श्रीः कुलक्रमायाता शासने लिखिता न तु । खड्गेनाक्रम्य भुञ्जीत वीरभोग्या वसुन्धरा ॥ કહી ખડ્ગ બહાર કાઢયું. તે વાદળમાંથી બહાર નીકળેલા ચંદ્રના પ્રકાશથી ચમકયું. "પણ કુમારશર્મા ! મારા મિત્ર ! ગોરી ભલિ છઠ્ઠી શું પંચશરની. આજની રાત ફરી એકવાર શોધી લઉં. હા ! હા ! આ વેરાગી બાળ-બ્રહ્મચારી હેમસેવડો બુઢો થયો પણ ગાથાઓ તો વિંધી નાંખે એવી રચે છે. અને આ રતિરસમાં ડૂબેલો જતિ અમારા ચક્રવર્તીનો ગુરુ ! હું આ દંભ સહન નહિ કરું ! હું તો એને ગોરીઓ સમર્પિશ અને કહીશ કે બુઢ્ઢા હવે પ્રકટ રતિ કર ! નહિ તો જતો રહે આ અણહિલ્લવાડમાંથી ? મને કુમારશર્મા જૈનોનો દ્વેષ નથી. મને દંભનો દ્વેષ છે. બાલ્લચંદ્રે મને કહ્યું છે કે હેમડને એના ગુરુ યોગી દેવચંદ્ર તો ધિક્કારે છે ! પણ કુમારશર્મા, સરસ્વતી તો એને વરી છે. એને ચંદ્રિકાની અને રાત્રિચર્યાની શી ઉન્માદક ગાથાઓ રચી છે. કુમારશર્મા, મારા મિત્ર ! આજની રાત ફરી એકવાર એ પંચશરનું છઠ્ઠું તીર કયાં પડયું છે તે શોધીએ ! મને થાય છે કે કુમારચક્રવર્તીએ તે ભાગી તો નહી નાંખ્યું હોય ? અરેરે ! મારે કાજે આવી કેટલી યે સુંદરીઓ આ લોકમાંથી અદૃશ્ય થઇ ગઇ." અજયકુમારનો કંઠ રૂંધાઈ ગયો.

કુમારશર્માએ અજયકુમારના સામું જોયું ! સાચે જ પોતે જેનો પક્ષ કરે છે તે શ્રથિલ્લ છે ! બ્રાહ્મણને તિરસ્કાર છૂટયો; અને બે માર્ગ આવતાં રાજકુમારથી છૂટો પડી ગયો.

વાટ જોતી નાગરાણીનું સ્મરણ થતાં ઘોડાને એડી મારી; અને ગોખમાં પ્રતીક્ષા કરતાં લક્ષ્મી દેખાયાં.

૬

ત્રિભુવનપાલ અને કાશ્મીરાદેવીનો મધ્યમ પુત્ર મહીપાલ. તે જ્યેષ્ઠ બન્ધુને પોતાનો પુત્ર સોંપી દેવલોક પામ્યો હતો. કુમારચક્રવર્તી કુટુમ્બવત્સલ હતો. પોતે ત્રણ ભાઇ અને એક બ્હેન પ્રેમલદે! તેમાં કનિષ્ઠ કીર્તિપાલ તો સોરઠમાં વ્યવસ્થા સાચવતાં સમય મળે તો અણહિલવાડ આવતો જતો; અને ચક્રવર્તીનો સ્નેહ અનુભવતો! મહીપાલનું સ્થાન ભત્રિજા અજયકુમારે લીધું હતું અને પ્રેમલદેનું સ્થાન ભાણેજ ભોજે લીધું હતું. આ મંડળમાં દીકરી લીલૂનો પુત્ર પ્રતાપમલ્લ લાડકવાયો ગણાતો હતો!

કુમારચક્રવર્તી કુટુમ્બવત્સલ હતો; અપુત્રતાની ઊણપ ભાઇના અને બ્હેનના તથા દીકરીના કુમારોથી પૂરવા મથતો હતો; છતાં પોતે અપુત્ર હતો એનું દુઃખ હૃદયમાં ન હતું એમ નહિ. એ દુઃખનું વિચારપૂર્વક સમાધાન પણ પોતે કરી લીધેલું; છતાં વિધિએ ઊણી રાખેલી એ વાસના વિચારચતુર્મુખના વિચારને મૂઢ કરી દેતી.

આચાર્યની પાસે વ્રતની માગણી કરી ત્યારે આચાર્યે કહેલું કે વાસનાવાળા હૃદયને વ્રત ક્લેશકારી થશે. પોતે કામવશ ન થાય એવો પોતાને વિશ્વાસ હતો! એ વ્રત પોતે યમનિયમથી વર્તે તો પાળી શકે એમ લાગતું હતું. માંસમદિરાનો ત્યાગ કર્યો હતો; વિક્રિયા કરે એવા બીજા અન્નપ્રકારોનો ઉપયોગ પણ ક્રમે ક્રમે ઘટતો જતો હતો; અને સૌથી વધારે તો મનની જાગર્તિ સતેજ હતી. પરવશ બનીને તો પોતે કદાપિ ખેંચાયો ન હતો; હજી જો કે

સંગીતાદિ કલાઓનાં સેવન ઓછાં થયા ન હતાં ! ચિત્તમાં અમુક જાતની મત્તતા લાવવાની એ કલાઓની શકિતનો રાજાને પૂરેપૂરો અનુભવ હતો. પણ એ મત્તતા ચિત્તના સમાધિનું કારણ બનતી એટલે એની કામોદ્દીપક શકિત ક્ષીણ થઇ જતી. રાજકારભારનો કલેશ આ કલાઓના વિનોદ વિના અસહ્ય થાય !

પોતે એ વ્રત લઈ શકે એમ હતો—એ પાળવામાં પોતાને કલેશ નહિ થાય એવું ભાન થતું હતું ! પણ પોતે અપુત્ર હતો—અથવા ચાલુકયોના સિંહાસન ઉપર કુમારચક્રવતીનો તનય આરૂઢ નહિ થાય તેથી બધો વ્યવસાય જાણે તુચ્છ—અર્થહીન લાગતો ! રઘુવંશના રાજાઓની જેમ પુત્ર ઉપર રાજ્યધુરા નાખી ધર્મપરાયણ થવાનો અભિલાષ પોતાને હતો !...પણ એટલા માટે મંત્રીઓ અને મહાજન તથા આપ્ત જનોનો વિવાહ કરવાનો ઉપદેશ કંઈ સ્વીકારાય ? અને છતાં જાણે રાજકુમાર કોઇ સ્વર્ગમાંથી ઊતરી આવવાનો હોય એની પ્રતીક્ષામાં કુમારચક્રવતી કરવા યોગ્ય નિર્ણયો કરી શકતા નહિ; એમને નીતિબુદ્ધિ જે વિચારો સુઝાડતી તે ગ્રહણ કરવાની મનમાં દઢતા રહેતી નહિ ! આથી નિકટવતી આપ્ત જનોને બહુ આશ્ચર્ય થતું, કારણ રાજનીતિના બીજા પ્રશ્નો વિષે નિર્ણયાત્મક બુદ્ધિવાળા રાજાની આ વિલક્ષણતા સમઝાતી નહિ. આ એક હવે અતિમહત્ત્વના— અથવા રાજાના વધતા જતા ઘડપણની અપેક્ષાએ સૌથી વધારે મહત્ત્વના પ્રશ્નનું રાજા કેમ નિરાકરણ કરતા નથી—તે વસાહ આભડ જેવા મહાજનને મૂંઝવણનો વિષય થયો હતો !

વસાહ આભડે બે વિકલ્પો મૂકેલા : યુવરાજ સ્થાપો અથવા વિવાહ કરો ! સર્વદેવે બે વિકલ્પો મૂકેલા : વિવાહ કરો અથવા યુવરાજ સ્થાપો ! આપ્તજનો સાથે લાંબા વાદ પછી વિવાહ

ન કરવાનો પોતે નિશ્ચય કરી લીધો હતો. આજની સભામાં તે પ્રકટ થવાનો હતો તે થઈ ગયો.

સર્વદેવને સંતોષવા તેમની જ સંમતિથી ભોપલદે પટરાણીની સુવર્ણમૂર્તિ ધર્માચારમાં સહધર્મચારિણી સ્થાને બેસવાની હતી!

હવે એક જ વિકલ્પ રહ્યો હતો : યુવરાજ સ્થાપવાનો. છતાં જાણે યુવરાજ હજી અવતરવાનો હોય તેમ કુમારચક્રવર્તીનું મન નિર્ણય નથી કરતું.

પણ મન અંદરથી નિર્ણય નહોતું કરતું એટલે રાજસૂત્ર વિષે ચિંતાતુર નહોતું એમ નહિ! એ અનુભવી અને પ્રજાવત્સલ રાજવી ગુર્જર સામ્રાજ્યના ભાવિ વિષે આકુળ વ્યાકુળ થતો હતો! વસાહ આભડને અણુહિલવાડની ચિંતા હતી, કુમારચક્રવર્તીને આખા સામ્રાજ્યની ચિંતા હતી.

એ પદનો કોણ અધિકારી છે? અજયકુમારને અધિકારી કરવા રાજાએ ઘણો પ્રયત્ન કર્યો! અજયકુમાર શૂરવીર છે, વિદ્યા-રસિક છે, ભગવાન શંભુનો પરમ ભક્ત છે અને વીર મહીપાલનો પુત્ર છે! સિંહાસન તો એનું જ ગણાય! પણ અત્યન્ત સ્ત્રીઆસક્ત છે—તે દોષ પણ છૂટે, પણ એના સ્વભાવમાં શિથિલતા છે—એક વિલક્ષણ ઘેલછા છે એવો પ્રશ્ન થઈ આવતો.

મહીપાલ ત્રણે ભાઈઓમાં મધ્યમ! તેનામાં કાશ્મીરાદેવીનાં રૂપ ઊતર્યાં હતાં; અને એ રૂપની વેલનો ફૂલ સમો અજયકુમાર —મહીપાલનો પુત્ર! એના રૂપથી આકર્ષાયેલી ગોરીઓ એને પાશમાં પકડતી હતી કે એ એમને પાશમાં પકડતો હતો તે વિષે અનુભવી કુમારપાલ સાશંક હતો. એને પ્રબળ શંકા રહેતી કે સ્ત્રીઓ જ તેને ફસાવવા જાળ રચે છે; એટલે એના કાને વાત આવતાં

અજયની વિવશતાના કારણને પાટણમાંથી અદૃશ્ય કરી નાખતો! પણ અજયની આ વિવશતા શી? પ્રશ્ચિન્ન કહેવાય એવી વિવશતા શી? રાજાને અનેક વાર થતું કે પોતે એની તૃપ્તિમાં અંતરાય કરે છે એટલે તો આ ઘેલછા જેવું નહિ થતું હોય? પણ પોતાનું સ્થાન જેને આપવાનું છે તેને એમ નિરર્ગલ મ્હાલવા પણ કેમ દેવાય?

નાઇકિકુમારી સાથે વિવાહ થયા પછી અજય મર્યાદામાં આવ્યો છે એમ કાકાને લાગતું. ભોપળદે હતાં ત્યાં સુધી કુટુમ્બ-સૂત્ર રાજાને બહુ ચિંતા કરાવતું નહિ! પણ તેમના ગયા પછી તે અત્યન્ત ગુંચવાઈ ગયું હતું; અન્તઃપુરની વૃદ્ધાઓ અને પ્રૌઢાઓએ રાજકુમારોની—અજયકુમાર, ભોજ અને પ્રતાપમલ્લની વધૂઓને વ્યગ્ર કરી નાખી હતી. પોતાને પુત્ર થાય તો અજય-કુમાર અને નાઇકિરાણી તેનું રક્ષણ કરે એ વૃત્તાન્ત ચરો પાસેથી સાંભળતાં રાજાને સંતોષ થયો હતો. પણ હવે તો વ્રત લીધું હતું એટલે બીજી સાંભળેલી વાતો રાજાને મુંઝવતી હતી.

નાઇકિદેવી પિયર જવા તૈયાર થયાં હતાં એ પ્રસંગ રાજાના કાને આવ્યો હતો!

અરે આવો મહેશ્વરનો ભક્ત શૂર, ઉદાર, રૂપવાન્, તેનામાં આ વિકાર ક્યાંથી? અને સાચેસાચ જ પ્રશ્ચિન્ન હોય તો?

પોતાને પુત્ર હોત તો? પણ એ પુત્રને અજય જેવું કોપ-વિષ ન લાગત એમ કોણ ભાખી શકે? બધો સંસાર જ એવો છે-સાચું કહે છે ગુરુદેવ!

પણ અજયને યુવરાજનો અધિકાર ન આપે તો? લાડકવાયા પતાપમલ્લને આપે તો? ભોપલદેની દીકરીનો પુત્ર! હા, કેમ નહિ?

અજય જેવો તેજસ્વી નહિ પણ સૌને પ્રિય છે! હા, પણ એમ થાય તો અંતિમ વર્ષો કેવાં જાય? ચાલુકયોની રાજપાટ ઉપર રાષ્ટ્રકૂટ બેસે એ ચાલુકયો કેમ સહન કરે?

આ વિચારવ્યાકુલતાથી કુમારપાલને શય્યા અસહ્ય થઈ પડી; બેઠો થયો. દૌવારિકે નિવેદિત કર્યું: એક ગુપ્તચર આવ્યો છે. રાજાએ અંદર બોલાવ્યો; તેણે પ્રતાપમલ્લ અને ભોજને જોઈ અજયકુમારે ખડ્ગ કાઢેલું—ચાંદનીમાં ચમકેલું જોયેલું- તે વૃત્તાન્ત કહ્યો! અને અજયકુમાર નર્તકીઓના વાસમાં ગયા છે તે પણ જણાવ્યું.

રાજા પર્યંક ઉપર બેઠો. અન્તઃપુરમાંથી દાસીએ આવીને કહ્યું "નાઇકિદેવી બાલ મૂલરાજને લઇને આપની ચરણસેવામાં આવ્યાં છે." કુમારપાલ અત્યન્ત ક્ષુબ્ધ થયો! રજવાડાનો આચાર ઉલ્લંઘી પુત્રવધૂને બોલાવી! અવગુણ્ઠનવતી ઉંચી અને ભરાવદાર—નાઇકિદેવીની—દેહયષ્ટિ દેખાઈ! ધાત્રીએ બાલ મૂલરાજને ચક્રવર્તીના ઉત્સંગમાં મુકયો! રાજાએ કહ્યું: "આ મારો ભાવી ચક્રવર્તી! નાઇકિ રાણી, ગુર્જર સામ્રાજ્ય તમારે સાચવવું પડશે!"–જાણે ભવિષ્ય ભાખતો હોય એમ બોલ્યો; અને પૂછ્યુ: "અત્યારે કેમ આવ્યાં છો દિકરા!"

ધાત્રીએ જણાવ્યું કે અજયકુમાર રાજસભામાંથી રાણીવાસમાં આવ્યો ન હતા.

કુમારપાલે કહ્યું: "વહુદિકરા! તમે અજયને સાચવશો એમ મેં ધાર્યું હતું!"

નાઇકિદેવીએ ધ્રુસકું મૂક્યું. "આપની અનુજ્ઞા હોય તો પિયર જાય" ધાત્રીએ વિજ્ઞપ્તિ કરી! . . . . . . .

" તો પછી ચાલુક્યોની રાજપાટ કોણ સાચવશે ? દીકરા અંતઃપુરમાં જાઓ "–કુમારપાલની આજ્ઞામાં વિજ્ઞપ્તિ હતી !

નાઇકિદેવી પાછાં ગયાં !

કુમારપાલ ચિંતામાં પડયો ! અજયપાલને રાજપાટે સ્થાપું, પણ તે કેટલાં વર્ષ રહેશે ? શૂર છે કે સાહસી છે ? ઉદાર છે કે ઘેલો છે ?......એના હાથમાં રાજદણ્ડ નહિ રહે !

'પણ આ રાજ્ય શું મારું છે કે મારે કોને આપવું એનો વિચાર કરું છું ? મારું શું છે ?'

એ વિચારમાં ને વિચારમાં રાજાએ પ્રતિહારીને મોકલી પોતાના પ્રિય ગાયક સોલાકને બોલાવ્યો !

" સોલાકી તારી ગીત-કલા અદ્દભુત છે ! તેં વનનાં હરણાંને તારી ગીતકલાથી મુગ્ધ કરી અમારી સભામાં આણ્યા હતાં ! તેં આબુ પહાડના ચિરંક વૃક્ષની સૂકી ડાળ તારી સ્વરસંજીવિનીથી લીલી કરી એવું તારે માટે કહેવાયું ! પણ આજે ચક્રવર્તીની નિદ્રાને પાછી આણી આપીશ ? એની સોસાતી વૃત્તિને લીલી કરીશ ? "

સોલાકે તન્ત્રીના તાર સંવાદી કરી સમયોચિત સ્વરોનો આરોહ અવરોહ આરભ્યો સુસ્થિર ગૌરવભર્યો સ્વરનો જાણે સ્તંભ આકાશમાં રચાતો હતો !

રાજા એમાં લીન થવા લાગ્યો, અને નિરંજન નિરાકાર પરમાત્મા પરમેષ્ઠીના ધ્યાનમાં સરી પડયો.

બ્રાહ્મ મુહૂર્ત સુધી ગાન ચાલ્યું. ચક્રવર્તીએ કહ્યું: "સોલાક, ધન્ય છે ! તને તો મુક્તિ નાદબ્રહ્મમાં મળી છે. પણ ચાલ ગુરુદેવની

બ્રાહ્મમુહૂર્તની ક્રિયાનો સમય થાય તે પ્હેલાં તેમનાં ચરણને સ્પર્શ કરી આવીએ ! "

*

હેમવસતિની અગાશીમાં ચાદની પથરાયેલી હતી. તેમાં હેમચન્દ્ર યોગનિદ્રામાં ધ્યાનસ્થ બેઠા હતા. કુમારચક્રવર્તી અને સોલાક સામે ઊભડક અંજલિ કરી બેઠા ! બ્રાહ્મમુહૂર્તનો પ્રારંભ થતાં આચાર્યનાં નયન ગુર્જરચક્રવર્તી અને ગાયનચક્રવર્તી ઉપર ઊઘડયાં !

"સોલાક! બ્રહ્મગાન કરો!" આચાર્યે શબ્દો ઉચ્ચાર્યા.

સોલાકનું ગાન પૂરું થયું એટલે ગૂર્જરચક્રવર્તીને જાણે પોતે બધું જાણતા હોય તેમ કહ્યું: "કુમારચક્રવર્તી ! તમારું કશું જ નથી! તમારો આત્મા જ એક તમારો છે! બીજું બધું કર્મ છે! શુભ-અશુભ ફલદાયી! પણ બન્ધનકર! મુક્તિ જીવને અલગ કરવામાં છે."

"પણ મહારાજ જીવ અલગ નથી થતો! સમજતાં છતાં અલગ નથી થતો! ગુર્જરસામ્રાજ્યનું શું થશે? તેનો કોણ અધિકારી છે?" કુમારચક્રવર્તીએ પોતાને સહજ નહિ એવી વિવશતાથી કહ્યું.

આચાર્યે ઉજ્જવલ સ્વરે કહ્યું: "બધાં સામ્રાજ્યોનું જે થયું છે તે ગુર્જર સામ્રાજ્યનું થશે. તેને પણ કર્મનો નિયમ લાગુ પડે છે! એને કોઇ એક પુરુષનો પુરુષાર્થ વિખેરાતાં રોકી નહિ શકે! સામ્રાજ્યનો કોણ અધિકારી?"—આચાર્ય હેમચંદ્ર જાણે યોગબળથી ગુજરાતી જોતા હોય તેમ બોલ્યાઃ "સામ્રાજ્ય એ

બ્રહ્મનું ! વ્યાસ મહર્ષિએ કહ્યું છે કે લોકમાંથી બ્રહ્મનો નાશ થાય એટલે અરાજકતા થાય ! સામ્રાજ્યનું અધિકારી લોકબ્રહ્મ ! " અને જાણે ભાવી પ્રજાઓની સમજની ભૂલ અટકાવતા હોય તેમ બોલ્યાઃ " લોકો નહિ, કામક્રોધાદિવશ લોકો નહિ—લોકમાં રહેલું બ્રહ્મ--"

સર્વદેવ રાજપુરોહિત આવ્યા. તેમણે આચાર્યનું વચન સાંભળ્યું અને અનુમોદન આપ્યું: " यदपूर्वं यक्षमन्तः प्रजानां तन्मे मनःशिवसंकल्पमस्तु ।

હેમચન્દ્રે કહ્યું: " હા એ જ ! પ્રજાઓના અંતરમાં જે અપૂર્વ યક્ષ છે તે જ પુરુષવિશેષના અંતરમાં છે એ પુરુષવિશેષના અંતરમાં છે તે જ પ્રજાઓના અંતરમાંનું અપૂર્વ યક્ષ છે—બ્રહ્મ છે–; તે બ્રહ્મની ઓળખ શિવસંકલ્પમાં છે. સામ્રાજ્યનું અધિકારી લોકબ્રહ્મ છે. સામ્રાજ્ય શિવસંકલ્પનું છે ! "

વસાહ આભડ આ સમયે આવી પહોંચ્યા હતા તે બોલ્યાઃ " સ્વામી, આમાં હું કાંઇ સમજતો નથી ! મારી વિજ્ઞપ્તિ સાંભળો ! ચક્રવર્તીદેવે વ્રત લીધું. હવે સામ્રાજ્યની પાટે કોણ બેસે તેનો નિર્ણય થવો જોઇએ—નહિ તો અણહિલવાડનાં ભાગ્ય પૂરાં થયાં–ગુર્જર દેશનાં પૂરાં થયાં ! સ્વામી ! આખી રાતનો ઉજાગરો છે, ક્ષમા કરજો મારા ઉતાવળા બોલ. "

આચાર્યે કહ્યું: " નગરશેઠ, સ્વસ્થ થાઓ ! તમે વ્યવહાર-કુશલ છો ! અમે બ્રહ્મકુશલ છીએ ! છતાં કહીએ છીએ કે જે જેટલું પ્રજાના અંતરનુ શિવસંકલ્પ પોતાના શિવસંકલ્પના બળે સાચવે તેનો તેટલો સામ્રાજ્યનો અધિકાર ! તમારી વ્યવહાર વૃત્તિ અમે ન સમજીએ એટલે વિશેષ શું કહીએ ? "

વસાહ આભડ બોલ્યા " ચાલુક્યવંશનો અંકુર જ ચાલુક્યોની રાજપાટ ઉપર ઊગે, બીજો નહિ ! બીજા દેવ જેવા હોય

તો પણ પારકા!"

સર્વદેવ પુરોહિત બોલ્યાઃ "યથાર્થ છે! પણ અધિકાર ગુ
પરત્વે છે! વળી સ્મૃતિપ્રમાણે દૌહિત્રને પણ અધિકાર છે

આ સમયે બાલચંદ્ર ગુરુને પ્રાતરૂ વંદના કરવા આવ્યો
તેણે સર્વદેવ પુરોહિતના શબ્દ સાંભળ્યા, અને ગુરુ જાણે સં
હોય એમ દેખાયું! વાંદીને ચાલ્યો!

પછી રામચન્દ્રઆદિ શિષ્યમંડળ ગુરુને ક્રમે ક્રમે વાંદવા આવ

વાત ચાલતી જ હતી. કુમારચક્રવર્તી બોલ્યાઃ "અજ
કુમાર પ્રથિલ હોય એવો મને ભય છે! મહારાજ, આપ કહો
સિંહાસને બેસાડું!"

આચાર્યે કહ્યું: "અમારે જે કહેવાનું હતું તે અમે ક
દીધું છે! જે પ્રજાનો શિવસંકલ્પ સાચવે એવો હોય તે
સિંહાસન આપો."

એક શિષ્યે આવી કહ્યું: "રાઈ પડિક્કમણનો અવસર થયો છે

ધર્મક્રિયામાં અંતરાય થશે એમ ધારી ચક્રવર્તીએ જવા
અનુજ્ઞા માગી! આચાર્યે રાજાની વિજ્ઞપ્તિથી રચેલું યોગશા
આપ્યું! ચક્રવર્તી અતિપ્રસન્ન થયો!

## ૭

વસાહ આભડે પોતાના પાંચે પુત્રોને બોલાવી કહ્યું: " ગુર્જર સામ્રાજ્યનું ભાવી સારું નથી! અણહિલવાડને માથે સંકટ છે! એટલે બધા સાવધ રહેજો!

" કુમારચક્રવર્તી યુવરાજ પદે કોઇને પણ સ્થાપે એવું એમનું મનોબળ રહ્યું નથી! રાજાને સંસારમાં રસ રહ્યો નથી! અજયપાલ માને છે કે પ્રતાપમલ્લ રાજપાટે આવશે; એટલે અત્યંત શંકાશીલ થઇ ગયો છે! પ્રતાપમલ્લ અને અજયપાલના વારંવાર સંઘર્ષણ થાય છે! પટણીઓમાં પક્ષ પડી ગયા છે! રાજાનો દેહ છે ત્યાં સુધી લોહી નહિ રેડાય પણ રાજાનો દેહ સુરક્ષિત છે કે કેમ તે હું જાણતો નથી!

" નાઇકિદેવી ઉપર કુટુમ્બસૂત્ર આધાર રાખે છે અને રાજસૂત્ર પણ. બાલમૂળરાજને કુમારદેવે ભાવી ચક્રવર્તી કહ્યો છે એ વિશ્વાસે રાણી રહ્યાં છે. કુમારદેવને વિશ્વાસ છે કે નાઇકિદેવી ગુર્જરસામ્રાજ્ય સાચવશે.

" પણ અજયપાલને કોઇનો વિશ્વાસ નથી. કહે છે કે ઘેલો છે! શું નું શું એ કરે! અને પ્રતાપમલ્લ ઉત્કટ થયો છે!

" સર્વદેવ અને કુમારશર્મામાં મતિભેદ છે!

" પણ દિકરા! ગુંચવાય નહિ તો રાજસૂત્ર શેનું! એ તો રાજસૂત્ર એવું જ હોય! સાવધાન રહેજો!"*

---

* તા. ૩૦–૧૦–૪૦

# મેનાં ગુજરી

## એક કથા પાંચ દશ્યોમાં

### દશ્ય ૧ લું

[ કૂવાને કાંઠે ગુર્જરીઓ પાણી ભરે છે પાણિયારિઓથી કાંઠો ઘેરાયેલો છે. થોડીક નય છે તો તેથી વધારે આવે છે; અને દશ્ય સુંદરીઓના કોલાહલથી ગાજી રહ્યું છે. કોઈ સુંદરી–પક્ષપાતી કવિ કોલાહલ શબ્દ સામે વાંધો લઈ સંગીત શબ્દ મૂકે તો આપણે તકરાર કરવાની જરૂર નથી.

આ ગુર્જરીઓનો પહેરવેશ હાલની આહિરસ્ત્રીઓ અને ભરવાડણોને મળતો હશે. એમની આજની દલિત અને દરિદ્ર અવસ્થાના પહેરવેશમાં પણ ઘણા રસિકોને કળા દેખાય છે, તો જ્યારે ગુર્જરો સમૃદ્ધ અને સ્વાભિમાની હશે ત્યારે તે કેવો હશે ? તેમાં જીવંત કલા હશે, કલાના અવશેષો નહિ હોય !

---

ઈ. સ. ૧૯૩૦ પ્રસ્થાન ફાગણ ૧૯૮૬

યુગ: મુસલમાનો વિષે લોકોને અને ખાસ કરીને કોડિલી ગુર્જરી-ઓને કુતૂહલ હશે તે. આ કથા તો એવા કુતૂહલની છે.

જે થોડાંક સ્થળોએ સ્ત્રીઓ છૂટથી વાતો કરે છે તેમાંનું કૂવાનો કાંઠો એક સ્થળ છે. સ્ત્રીઓ જ્યારે એકલી એક બીજા સાથે વાતો કરતી હોય છે ત્યારે તેમની બધી વાતો પુરુષોએ સાંભળવા જેવી નથી હોતી. આમ થાય તો સ્ત્રીપુરુષનું પરસ્પર આકર્ષણ અટકી જાય અને સંસારચક્ર અને સાથે સાથે નાટકચક્ર પણ અટકી પડે. એ અનિષ્ટાપત્તિ છે. માટે એ વિવિધ સુખદુઃખની વાતોમાંથી આપણા કામની જ વાતો સાંભળીશું.

એમની ભાષા કઈ હશે ? એ લોકો તો આજે જેને વિદ્વાનો ગુર્જર અપભ્રંશ કહે છે તે ભાષા બોલતાં હશે. પણ આપણને એનો ખપ નથી. તેમ જ હાલની દલિત કોમોની ભાષા વાપરવા જતાં તે જમાનાની ગુર્જરીઓના સંસ્કારને અન્યાય થઈ જાય ! માટે હાલની સાદી ભાષા દ્વારા એમને સમજવાં એ ઠીક છે !

વિવિધ વયની પણ મોટા ભાગે જુવાન થોડાક ગુર્જરીઓ બેડાં ઉતારી કાંઠા આગળ મારગ થાય એની રાહ જોતી વાડ પાસે બેઠી છે. પાસે ફૂલોથી લળી જતો મોગરો છે. થોડાંક ફુલ લેતી એક ગુર્જરી ગાય છે. તેનું નામ રૂપાં છે ]

**રૂપાં**—" કૂવાને કાંઠડે રે કે મોગરો ઉગ્યો વાલમિયા,
મોગરો લળી લળી જાય કે મોગરો લે રે વાલમિયા!"

**આધેડ સ્ત્રી**—અલી રૂપાં, કયા વાલમિયા માટે મોગરો ચૂંટે છે ?

**રૂપાં**—અમથીકાકી ! બળ્યું તમે ઘરડાં થયાં તો યે તમારી મશ્કરી કરવાની ટેવ ન ગઈ ! માણસ ગાતું હશે એટલું બધું કાંઈ કરતું હશે ?

**આધેડ સ્ત્રી**—અમારા સમામાં તો કવિઓને એ ન સૂઝે એવું થતું ! તમે આજકાલ બધી ડાહલીઓ થઈ ગઈ છો.

**રૂપાં**—અમથી કાકી ! તમે નાનાં હતાં ત્યારે કયા વાલમિયા માટે ફૂલ ચૂંટતાં ?

**આધેડ સ્ત્રીઃ**—એનું તારે શું કામ છે? અમે જે કર્યું એ કર્યું. પણ અમારો સમો જુદો. જો પણે મારગ થયો. જા બેડું ભરી આવ; અને બા ! જરા મારું બેડું ભરી દેજે. રાતની કેડ દુઃખે છે તે પાણી નથી ખેંચાતું.

[ રૂપાં અમથીકાકી આગળ ફૂલ મૂકી પાણી ભરવા જાય છે. શોભાં પાણી ભરી અમથીકાકી પાસે આવે છે. ]

શોભાં ! થોડીકવાર બેસ. રૂપાં આવે એટલે જઇએ.

**શોભાં**—કાકી, મારે ઉતાવળ છે. છોકરો રોતો હશે તો મારી સાસુ મારો જીવ કહાડી નાંખશે.

**આધેડ સ્ત્રી**—હવે બેસને ડાહ્યલી ! તારી સાસુ એટલો છોકરોએ નહિ રાખે ! હું કહીશ કે મેં રોકી'તી.

[ શોભાં બેડું ઉતારી મોગરાનાં ફૂલ ચૂંટે છે અને ગાયે છે. ]

**શોભાં**—" વાટકીમાં કેશર ઘોળ્યાં વાલમિયા.

ઊગ્યો રંગનો છોડ રંગમાં રોળ્યાં વાલમિયા ! "

**અમથીકાકી**—કેમ અલીઓ ! આજકાલ તમે બધીઓ એ વાલમિયાની વાતો કરવા મંડી પડીઓ છે. શું પરણ્યાથી ધરાતાં નથી તે વાલમિયા શોધો છો ?

**શોભાં**—(હસતી હસતી)—તે કાકી પરણ્યો એ જ વાલમિયો કાં ન હોય ? તમારા સમામાં પરણ્યો જુદો અને વાલમિયો જુદો નહિ કાકી ?

**આધેડ સ્ત્રી**—બેસ ચબાવલી ! મારો સમો અને તારી ાસુનો સમો જુદા હશે ? કહેવા દે તારી સાસુને !

**શોભાં**—( ફૂલ ચૂંટી અમથીકાકી આગળ મૂકે છે. ) મમથીકાકી, આ મારાં અને રૂપાંનાં, રૂપાંનાં ફૂલની માળા કરીને મને પહેરાવીએ ! તમે અમારાં વાલમિયા. ( રૂપાં આવે છે તેને ) પાં, આ તારાં અને મારાં ફૂલની માળા અમથીકાકીને પહેરાવીએ ! મમથીકાકી આપણા વાલમિયા.

**આધેડ સ્ત્રી**—બેસ ચબાવલી. જો આ રૂપાંએ તો મારું ડું ભર્યું, તો તું જરા ત્યાંથી લઈ આવ તો ખરી ?

**રૂપાં**—( શોભાં બેડું લેવા જાય છે તેને ) શોભાં, અલી ાંભળ્યું કે નહિ, બધાં ઔરાં વાતો કરે છે એ ?

**શોભાં**—( જતાં જતાં ઊભી રહી ) શું ?

**રૂપાં**—દિલ્હીના બાદશાહની છાવણીનો આપણા ગઢથી ાડેક દૂર બાગમાં પડાવ થયો છે ?

**શોભાં**—ના. તે બાદશા આપણા ગઢને ઘેરો ઘાલવા ાવે છે ?

**રૂપાં**--ના ના, એ તો કાબૂલથી આવે છે અને દિલ્હી જાય છે. :તામાં પડાવ નાંખ્યો છે.

**આધેડ સ્ત્રી**—( બન્નેને વાતોમાં લીન જોઈ ) અલી શોભાં, ાડું નહિ થાય ? તારી સાસુ લડશે નહિ ?

[શોભાં અમથી કાકીનું બેડું લઈ આવે છે. ત્રણે જણાં ઉચિત ભિનયથી પોતપોતનાં બેડાં ચઢાવે છે. ત્રણે પાણિયારી હારમાં ચાલે છે.]

# મેનાં ગુજરી

**રૂપાં**—અમથીકાકી દિલ્હીના બાદશાહની છાવણી આવી છે.

**આધેડ સ્ત્રી**--બા અમે તો ઘણીએ જોઇ છે. પણ એ અમારા દહાડા જુદા !

**શોભાં**--( કેડથી પણ બ્હીતાં બ્હીતાં ) અમથીકાકી, અમારાથી જોવા ન જવાય ?

**આધેડ સ્ત્રી**—તમારાથી ન જવાય ! અમારા દહાડા જુદા. એમાં તો એં--

**રૂપાં**—( જરા વધારે નિર્ભય છે ) એ તો અમે નફ્ટ થઈએ તો અમારાથી એ જવાય ! એ તો અમે જઈએ નહિ--

[ સામેથી ત્રણ પાણિયારીની બીજી હાર આવે છે. એક ગીતમાં આવે છે તેમ 'વચલી પાણિયારી કાંઈ પાતળી કે'– તેવી સૌન્દર્યમૂર્તિ મેનાં ગુજરી વચમાં છે. ]

જતી આવતી હાર સામસામી મળે છે

–મેનાં સાંભળ્યું કે બાદશાહની છાવણી આવી છે ?

[ બધાં ઊભાં રહે છે. ]

**મેનાં**—હા ! હા ! તને કોણે કહ્યું ?

**રૂપાં**—કૂવા આગળ બધાં બૈરાં વાતો કરતાં હતાં. તને કોણે કહ્યું ?

**મેનાં**—મને મારા દિયરે કહ્યું. એ ઘોડો ખેલવા ગયો'તો તે ખબર લાવ્યો કે ભાભી બાદશાહની છાવણી જોવા જેવી છે.

**શોભાં**—મેનાં તારે તે એ લાડકો દિયર ને ? તે અલી જોવા જવાની છું ?

**આધેડ સ્ત્રી**—એ તમારાથી આજકાલની વહુઓથી ન જવાય. એ અમારા દહાડા જુદા. એમાં તો એં—

[આ 'એં-' શું છે તે સૂચવવા આપણી ભાષામાં કોઈ શબ્દ નથી. હિંમત વગેરે શબ્દો મૂકી જુઓ અને સમજાશે કે આ એક લ્હેંકાદાર 'એં' માં જે અર્થ છે તે કોઈ શબ્દમાં નથી. માટે આપણે 'એં'થી સંતોષ માનીશું.]

**મેનાં**—અમથી કાકી અમારાથી શું કરવા જોવા ન જવાય? હું તો જોવા જવાની છું. (પોતાની સાથેની સ્ત્રીઓને) કેમ અલી સુખાં! આપણે જોવા જવાનો વિચાર નથી કર્યો? નહિ દુલ્લાં?

**રૂપાં** અને **શોભાં**—ત્યારે તો અમે એ આવીશું. (આનંદમાં આવી લહેકો કરતી અને માથે બેડું હોવા છતાં જરા નૃત્યનો ઠમકો કરી)

"હેંડો જોવાને જઈએ રે."

**અમથીકાકી**—અલીઓ બેડાં રસ્તામાં મૂકીને તો નથી જવાનિયોને? એ છાવણી જોવાનાં તમારાં કામ નહિ, એમાં એં-

**રૂપાં શોભાં સુખાં દુલ્લાં**—(ચાળા પાડી) 'એમાં એં' શું? અમે બધીઓ જોવા જવાની! અમથી કાકી!

**અમથી કાકી**—(ચીડાઈ) તમે જાઓ તો ખરી! કેવી જાઓ છો? હમણાં તમારી સાસુઓને જઈને કહું છું!

**રૂપાં-શોભાં**—(અમથી કાકીને સંભળાવી દે છે.) તે જાઓ તમે તમારે રસ્તે. મેનાં! જા બેડું ભરી આવ. અમે અહીંઆં ઊભાં છીએ.

**અમથીકાકી**—( આ જુવાન બાઈડીઓને પોતાની ઉંમરની જરા પણ કિંમત નથી એ જુએ છે; માટે છેવટનાં વેણ સંભળાવે છે ) તે અલીઓ, એમાં મ્હોડાં શેનાં મચડો છો? જજો ને તમારા ભાયડા જવા દે તો? અને થજો ને થવું હોય તો બાદશાની બીબીઓ! એમાં મારે શું? કોક આવવાનો હશે તે આમ એકલી ઊભી રહીઓ છો!

**મેનાં**—( અમથીકાકી રૂપી વિઘ્ન ભારે પડશે એ સમજવા જેટલી ચતુર છે.) બળ્યું અમથીકાકી, એમાં આમ શું કરો છો? તમે ના કહેશો તો કંઈ અમારાથી જવાશે? પણ અમથીકાકી, તમે અને મારાં સાસુ જ્યારે પેલી છાવણી જોવા ગયાં'તાં ને?—(પોતે આવું અણછાજતું કામ કદી પણ ન કર્યું હોય એમ સૂચવતી અમથીકાકીની મુખમુદ્રા જોઇ) તમે જ તે દહાડે કહ્યું હતું ને કે તમે અને મારાં સાસુ એક દિવસ છાનાંમાનાં છાવણી જોઈ આવ્યાં હતાં? તે તમે કેમ કરી ગયાં હતાં એ કહેવું પડશે. આ હું બેડું ભરી આવી તમારા ઘેર આવું છું. પછી કેવું નથી કહેતાં? ( રૂપાં શોભાંને ) જાઓ અલીઓ! અમથીકાકીને એમને ઘેર પહોંચાડી આવો. ( સમજી જવાનો ઈસારો કરે છે. )

[ એક હાર કૂવેથી જાય છે અને બીજી કૂવે આવે છે. બન્ને હારની ગતિમાં નૃત્ય દેખાય છે. માથે બેડાં અને હાથ છૂટા–એ રીતે સામસામી જતી આવતી ગુર્જર યુવતિઓનું નૃત્ય, કરતાં આવડે તો, મનોહર થાય! 'કરતાં આવડે તો' એટલા માટે કે હાલ નગરોમાં નૃત્ય કરે છે તેમને માથે બેડાં રાખતાં નથી આવડતાં અને જેમને આવડે છે તેમનું જીવન થીજી ગયું છે એટલે "ત્યમાં વહી શકતું નથી.

મેનાં ગુજરી ગાય છે:

"કે કાબૂલસે બાદશાહ ચડે કે સારી દીલ્હીકા દીવાન રે
કે બાદશાહ રે ઊતરે બાગમેં મેં કયા મસ દેખન જાઉં રે." ]

[ આ ગીત–નૃત્યથી પહેલું દૃશ્ય પૂરું થાય છે. ]

# દશ્ય બીજું

[ "કે સાસુનાં વાર્યાં ન વરે વહુ મહી વેચવાને જાય રે"—

મેનાં ગુજરી અને સરખી સહિયરો છાવણી જોવા નીકળી પડી છે. સવારમાં વહેલાં નીકળેલાં, પણ આ દશ્યમાં તેઓ આપણને દેખાય છે ત્યારે અત્યારની રીતે લગભગ આઠ નવ વાગ્યા હશે. તેમનાં મુખ ઉપર શ્રમની આર્દ્રતા છે. વસંતના સૂર્યે સહજ સુરખીવાળા ચહેરાઓની રતાશ વધારી છે.

તેમનાં શણગાર અને કપડાં ધૂળથી સ્હેજ ઝાંખાં થયાં છે, પણ એની ભભક ગઈ નથી. એમનાં શણગાર શા હશે?

"કે ફુલ ફગરનો ઘાઘરો, ને સાળુડે કસબી કોર રે
કે કલ્લાં રે કાંબીને અણુવટ બીછુંવા, ઝાંઝરનો ઝમકાર રે.
કે હાથે બાજુબંધ બેરખાને, એની દશે આંગળીએ વેઢ રે
કે કાને કલાફુલ શોભતાં, ને વળી ઝબકે મોંઘી ઝાલ રે.
કે કોટે તે પાટીઆં શોભતાં, એને કંઠે એકાવળ હાર રે
કે લીલી તે ગજીનું કાપડું રે, એને ગજ મોતીનો હાર રે.
કે નાકે તે વાળી શોભતી, એને ટીલડી તપે લેલાટ રે
કે બાલે બાલ મોતી પરોવ્યાં જાણે ઊગ્યો સુરજ ભાણુ રે."

મેનાં ગુજરીની ભૂમિકા ભજવનાર સ્ત્રી કે પુરુષ હાલના જમાનામાં આ બધા શણગાર ધારવાનું પસંદ કરશે કે નહિ તે કહી શકાતું નથી. ફૂલ ફગરનો ઘાઘરો અને કસબી કોરનો સાળુ તો કદાપિ પસંદ કરે. એકાવળ હાર તો જરૂર પહેરે. લીલી ગજીનું કાપડું પહેરવા સમઝાવી શકાય. નાકે વાળી પણ પહેરે, પણ જો 'લેલાટ ટીલડી ના તપે' તો આપણે આ દશ્ય જોવાનું જ પસંદ ન કરીએ; જો કે આપણે સૌભાગ્યના વહેમોમાં માનીએ છીએ એવા કોઈ કારણથી નહિ!

આ બધા શણગાર હોય કે નહિ પણ આ શણગારના વર્ણનમાં રહી ગએલી પણ આગળ આવતી 'કાલી કામળ' તો જરૂર જોઇએ:

## મેનાં ગુજરી

"કે કાલી કામળ મેરે બોહત ભલી"*

આ તો મેનાં ગુજરીનો શણગાર! બીજીઓના કેવા હશે? સૌ સૌના વૈભવ પ્રમાણે.

બધી મહિયારીઓ મહી વેચવા જાય છે. દરેકના માથે મહીની મટુકીઓ છે. મેનાં ગુજરીને માથે લાલ મટુકી છે.

મેનાં ગુજરીએ ગીત ઉપાડયું છે અને બીજાં ઝીલે છે: ]

**મેનાં**—ઊગ્યો ગુરજર દેશે ભાણુ કે ગુજરી! પૂજજો રે લોલ×

જાણે કેસરિયાં છે વાન કે " " "

એ તો ગુરજર કેરો વીર કે " " "

પ્હેર્યાં કેસરિયાં રણધીર કે " " "

ધાર્યાં આંબલિયે શા મ્હોર કે " " "

ફોર્યો લીંબડીએ શા કહોર કે " " "

જાણે ગુરજરીઆનું છોગું કે " " "

એ તો કડવા મીઠા જોગું કે " " "

વાયે વેલડીઓ શી મ્હેકે કે " " "

જાણે ગુજરીઓ શી લ્હેકે કે " " "

વાયે વાયુ મીઠો આજ કે " " "

બાંધ્યો બંધાયે કદી ના જ કે " " "

બાંધે વાયુ કેરો છોડ જે " " "

બાંધે ગુજરી કેરો કોડ તે " " "

( ગાતાં ગાતાં મેનાં ગુજરી ગીત અધૂરું મૂકી દે છે. )

---

*આવો વેષ કયાંઇ જોયો છે અને મનોહર લાગ્યો છે? હા, વૌઠાના મેળામાં. ત્યાં ઉજ્જવલ વેષ ઉપર કાળી કામળ બહુ શોભતી જોઇ. ૩૦–૧૨–૪૦

×–સારંગના સ્વરોમાં ગાવું ફાવશે—અને સમયોચિત પણ લાગશે.

**રૂપાં**—કેમ મેનાં, ગીત અધૂરું મૂક્યું? પૂરું કરાવને! હજી છાવણી આવી નથી.

**મેનાં**—બાકીનું મને યાદ આવતું નથી.

**રૂપાં**—મેનાંને ગીત યાદ ન આવે એવું તો વળી હોય?

**બીજી મહિયારીઓ**—કદી ન હોય બાઈ!

**રૂપાં**—(મેનાંની આગળ આવે છે અને પાછી ફરી તેના ચહેરા સામું જુએ છે.) મેનાં મોઢું કેમ પડી ગયું છે? કંઈ સાંભર્યું?

**મેનાં**—કંઈ નથી સાંભર્યું! પેલા આંબાવાડિયામાં મટુકીઓ ઉતારી વીસામો ખાઈએ.

[આંબાવાડિયામાં આવી મટુકીઓ ઉતારે છે. બધાં છેડાથી મ્હોડાં લૂછી કપડાં સરખાં કરે છે. દરેક જણ પોતાની પાસેથી એકેક કટારી અને એકેક ઝેરની ડબી, જેનું બીજું નામ 'સતની ડબી' છે તે કહાડી વસ્ત્રોમાં ગોઠવી દે છે. મેનાં એકલી આંબાવાડિયામાંથી છાવણી તરફ જોઈ રહે છે. રૂપાં અને બીજી મહિયારીઓ મેનાંની આજુબાજુ વીંટાઈ વળે છે.]

**રૂપાં**—મેનાં! તું હતી તો અમે બધીઓ મહી વેચવાના મસે છાવણી જોવા આવી. અને તું જ આમ ઉદાસી જેવી કેમ થઈ ગઈ?

**શોભાં**—મેનાં, તારી સાસુએ આવતાં કંઈ કહ્યું?

**રૂપાં**—કંઈ યાદ આવ્યું?

**મેનાં**—(આવેશમાં આંસુ સાથે) મારી સાસુએ મેણું માર્યું. પણ એમ એનાં મેણે હું જોવા ન જાઉં?

**શોભાં**—શું મેણું માર્યું!

**મેનાં**—કે મેનાંને તો બાદશાહની બેગમ થવું છે એટલે છાવણીમાં જાય છે !

**રૂપાં**—પછી તેં શું કહ્યું ?

**મેનાં**—મેં કહ્યું હાથે કરીને તમારા દીકરાને શું કરવા હલકો પાડો છો ?

**રૂપાં**—પછી ?

**મેનાં**—એટલે તાડુકો કરી ફરી એનું એ કહ્યું. મેં કહ્યું......

**શોભાં**—શું કહ્યું ?

**મેનાં**—કંઇ નહિ ?

**રૂપાં-શોભાં**— ત્હોયે ?

**મેનાં**— મેં કહ્યુંઃ તમારા દીકરામાં પાણી હશે તો હું શું કરવા બાદશાહની બેગમ થઈશ ! અને બાદશાહ મને પકડશે તો એ છોડાવી નહિ લાવે ? આ મારો હીરીઓ દિયરે છોડાવી લાવશે ! ( થોડીક વાર પછી ગમગીન થતી ) મને સાસુના મ્હેણાનું તો કંઈ નથી; પણ એ બોલાબોલમાં શણગાર સજતાં અપશુકન થયાં ! મને એ અપશુકન યાદ આવ્યા. પણ કંઈ નહિ. ચાલો આપણે જઈએ.

[ મેનાં કપડાં ઠીક કરી કટારી અને 'સતની ડબી' બહાર કહાડવા જાય છે. બન્ને ઘેર ભૂલી ગઇ છે ! ]

**મેનાં**—રૂપાં, મારી કટારી અને ડબી બન્ને રહી ગયાં. અપશુકને ભાવ ભજવ્યા ! ( થોડી વાર રહી ) રૂપાં, તમે બધાં છાવણી જોઈ આવો અને મહી વેચી આવો.

**રૂપાં શોભાં** ઈત્યાદિ—અને તું મેનાં ?

**મેનાં**—હું અહીંઆં આંબાવાડિયામાં તમારી વાટ જોઉં છું.

**રૂપાં**—એમ કેમ ચાલે? તારે લીધે તો અમે બધીઓએ આવવાની હામ કરી અને તું જ ના પાડે છે?

**મેનાં**—હું નહિ આવું! (જરા આવેશમાં આકાશભાષિતના જેવું) મારી કટારી અને સતની ડબી બન્ને રહી ગયાં! એમાંથી એક પણ મારી પાસે હોત તો હું જાત! (નરમ પડી) રૂપાં, તમે બધાં જાઓને. રૂપાં, તું મારી મટુકીનું મહી વેચતી આવજે. એ મટુકીનો તને બહુ ભાર નહિ લાગે બ્હેન!

[બધી મહિયારીઓનાં મન ઊતરી જાય છે.]

**શોભાં**—મેનાં, તારા વિના શું જોવા જવું?

**મેનાં**—ન જોઈ આવો તો મારા સમ છે. તમે મને બધી વાત કરજો. ગામમાં કોઈને શી ખબર પડવાની છે કે હું છાવણી જોવા નહોતી ગઈ. બીજી વાર જઈશું ત્યારે મારી કટારી અને સતની ડબી નહિ ભૂલું–અને આપણે સાથે જઈશું. છાવણી ક્યાં નાસી જવાની છે? તમે જાઓ. મારા સમ જે ન જાય એને!

(રૂપાં મેનાંની લાલ મટુકી લે છે અને બધી મહિયારીઓ ધીમે ધીમે છાવણી તરફ જાય છે.

મેનાં એક મ્હોરેલા આંબાની નીચેની ડાળ ઝાલી છાવણી તરફ જતી પોતાની સહિયરો તરફ જોઈ રહે છે. છેવટની સખી છાવણીમાં અદૃશ્ય થાય છે એટલે મ્હોરની માદક સુવાસ તરફ એનું ધ્યાન ખેંચાય છે; અને જાણે માદક ગંધથી જ શરીરમાં એક કમકમાટી આવે છે અને મંજરીઓથી ભરેલી ડાળી તરફ મેનાં જોઇ રહે છે. પછી પાછી છાવણી તરફ જુએ છે.)

**મેનાં**—(બબડે છે) મારી કટારી અને મારી ડબ્બી બન્ને રહી ગયાં!

# મેનાં ગુજરી

[ છાવણી તરફથી રૂપાંને પોતાની લાલ મટુકી લઈ એક તુર્ક સૈનિક સાથે પોતા તરફ આવતી જુએ છે. મેનાં ચકિત થાય છે. થોડેક દૂર તુર્ક સૈનિક અને રૂપાં ઊભાં રહે છે. રૂપાંને પોતા તરફ આંગળી કરતી જુએ છે. તુર્કને પોતા તરફ મુગ્ધ નજરે જોતો જુએ છે. બન્ને જણાં છાવણીમાં અદૃશ્ય થાય છે.

થોડીકવાર પછી મેનાં એક યુવાનને ઘોડા ઉપર બેસી હાથમાં લાલ મટુકી લઈ પોતાના તરફ આવતો જુએ છે. યુવાન ઘોડા ઉપરથી નીચે ઊતરી મટુકી લઈ તેની પાસે આવે છે. શાહજાદો પોતે સાદા વેષમાં પણ સત્તાશીલ ચહેરાવાળો મેનાંને સંબોધે છે.

લોકકથા એને બાદશાહ કહે છે; પણ બાદશાહ કરતાં શાહજાદાને આવા ધંધા કરવાની વધારે નવરાશ હોય છે માટે આપણે શાહજાદો રાખીશું. મેનાં આફત સમજી જાત ઉપર કાબુ મેળવે છે એટલે સ્વસ્થતાની ભવ્યતા આખી આકૃતિમાં દેખાય છે. ]

**મેનાં**--( બબડે છે ) મારી કટારી અને મારી ડબી બન્ને રહી ગયાં !

**શાહજાદો**--મહિયારી, આ લાલ મટુકી તમારી છે ?

**મેનાં**--હા બાદશાહ.

**શાહજાદો**--(સ્મિત કરી ) તો લાલ મટુકીનાં મહિયારી ! તમે જાતે અમારી છાવણી કેમ ન શણગારી ?

**મેનાં**--બાદશાહ ! મને થાક લાગ્યો એટલે મારી સહિયરને મહી વેચવા આપ્યું. અમારે તો મહી વેચવાથી કામ !

(મેનાનો હાથ કટારી અને સતની ડબી શોધે છે; પણ હાથ જૂઠા પડે છે.)

**શાહજાદો**—તમારે મહી વેચવાથી કામ હોય તો જાતે કેમ ના'વો ? મોંમાગ્યા દામ મળે !

**મેનાં**—બાદશાહ ! મારે મોંમાગ્યા દામ નથી જોઇતા ! સૌને મળે એટલા મને બસ છે. આપે મહી ખાલી કર્યું હોય તો મને મારી મટુકી પાછી આપો.

**શાહજાદો**—મટુકી તો ખાલી કરી છે. પણ દામ લેવા તો છાવણીમાં પધારશો ને ! એના મૂલ શાં ?

**મેનાં**—સૌનાં કર્યાં હોય એ મૂલ મારી સહિયરને આપજો.

**શાહજાદો**—પણ સૌની સાથે તમારી સરખામણી કેમ થાય, મહિયારી ?

**મેનાં**—અમારાં સૌનાં મહી સરખાં છે બાદશાહ !

**શાહજાદો**—[ એક પગલું પાસે આવે છે ] મહી સરખાં હશે પણ મહિયારીઓ સરખી નથી !

**મેનાં**—(એક પગલું પાછું ભરી) બાદશાહ ! માણુસ છો કે હેવાન ?

**શાહજાદો**—(જેણે આવા જવાબની આશા નહોતી રાખી અને જેને આવા જવાબ સાંભળવાની ટેવ નથી.) અરે ઓરત ! તું કોણ છે કે મને જવાબ આપે છે ?

**મેનાં**—અમે ગુર્જરોનાં વહુવારુ છીએ !

**શાહજાદો**—( કામવશ હોવાથી અપમાન અને અભિમાનના શબ્દો પણ તેને આકર્ષે છે. ) તમારું નામ ?

**મેનાં**—અમારું નામ મેનાં ગુર્જરી !

**શાહજાદો**—તમારી સહિયરો કહે છે કે તમે એકલું મહી વેચવા નથી આવ્યાં ! અમારી છાવણી જોવા પણ આવ્યાં છો ! અમારી છાવણી જોવા જેવી છે.

**મેનાં**—(હાથ ફરીથી કટારી શોધે છે) તમારી છાવણી જોવા જેવી હશે ! પણ અમને તો અમારા ગઢ માંડલના નેહડા વ્હાલા છે.

**શાહજાદો**—મેનાં મહિયારી ! થાક લાગ્યો હોય તો પાલખી મંગાવું ! તમે કદી હાથી નહિ જોયા હોય ?

**મેનાં**—બાદશાહ ! અમ મહિયારીઓને હાથીનું કામ નહિ ! અમારે તો ટંકે સવામણ દૂધ દેતી ભેંસોનું કામ ! અને પાલખીઓ તો જનાનામાં રહેતી બીબીઓને જોઈએ. હવાની પંખીડીઓ ગુર્જરીઓને નહિ !

**શાહજાદો**—અરે, અમારા ઝનાનામાં ઘણી હિંદવાણીઓ છે.

**મેનાં**—( ગુસ્સામાં, પણ આવેશને કબ્જામાં રાખી ) બાદશાહ ! તમે રાજા છો અને અમે પ્રજા છીએ ! પ્રજાની ગાળ ખાવી છે ? હેવાન કહ્યા એટલાથી ધરાયા નથી ?

**શાહજાદો**—એમાં શું ? ઈનસાનમાત્ર હેવાન છે.

**મેનાં**—ગુર્જરો હેવાન નથી. તમે હશો.

**શાહજાદો**—અરે મેનાંરાણી, ગુર્જરોમાં શું મોહ્યાં છો ? અમારા મહોલે આવશો એટલે ગુર્જરોને ભૂલી જશો. બધી હિંદવાણીઓ ભૂલી જાય છે.

**મેનાં**--( આવેશ ઉપરનો કાબૂ ખોતી જાય છે ) બાદશાહ ! અત્યારે તો હું એકલી છું. પણ હું એકલી નથી. મારી પાછળ નવલાખ ગુર્જર છે. ( આવેશમાં આવી જાય છે. અને 'સત' જેવું કંઈક ચઢે છે. આ 'સત' શું છે એ હવે સમઝવું મુશ્કેલ છે; છતાં અભિનય કરનારે પ્રયત્ન કરવો.)

" કે તું નવ જાણીશ એકલી મારા ગુજર ચઢે નવ લાખ રે "

[ કાલીના કારમા નૃત્યના અભિનયથી લીટી અનેકવાર બોલે છે. શાહજાદો ચકિત થઈ આ દૃશ્ય જુએ છે, પણ હિંદુઓને આવું થાય છે, તેમાં કાંઇ બ્હીવા જેવું નથા એ શાહજાદો જાણે છે, ગુર્જરી તુરત જ શાન્ત થાય છે; પણ તેની આંખો ફરી ગઇ છે. ]

**શાહજાદો**--( હસીને ) શાહઝાદાઓને કોઈનો ડર હોતો નથી. . . . દુનિયાની હૂરો અમારે માટે છે.

( મેનાંનો હાથ વળી કટારી શોધે છે તે શાહજાદાના ધ્યાનમાં આવે છે.)

શું શોધો છો મેનાં ગુજરી ?

**મેનાં**--કટારી !

**શાહજાદો**--(જરા પાછો હઠી) શા માટે ?

**મેનાં**--કેમ કોઈથી ડરતો નથી ને ? મારી કટારી રહી ગઈ છે એટલે જ બાદશાહ તારી છાવણી જોવા ન આવી ! (ફરી આવેશમાં) લાવો તમારી કટારી અને પછી છાવણી જોવા આવું ? અને તમને કાળકા માનો ખેલ બતાવું !

(શાહજાદો વિચાર કરે છે)

કેમ શો વિચાર કરો છો ? કટારી આપવાથી બ્હીઓ છો કે મેનાં ગુજરી છાવણીમાં આવે એથી બ્હીઓ છો ?

**શાહજાદો**--ઓરત ! શી તારી જબાન ચાલે છે !

**મેનાં**—જબાન એકલી નથી ચાલતી, હાથ પણ ચાલે છે. આપ કટારી આપ.

[ મેના આવેશમાં ને આવેશમાં શાહજાદા ઉપર ધસે છે. શાહજાદો ખસી જાય છે; મેનાં પડી જાય છે. શાહજાદો એને ઊંચકી ઘોડા ઉપર નાંખી ઘોડો છાવણી તરફ મારી મૂકે છે. ]

દૃશ્ય બીજું પૂરું થાય છે.

## દૃશ્ય ત્રીજું

[ ગામને પાદર ચાંદની રાતે ગુર્જર જુવાનિયાઓ ખેલે છે. ગેડીદડો પૂરો કરી જુવાનિયાઓ ઉદ્ધત મણ્ડલ નૃત્ય કરવા એકઠા થાય છે. બધા હીરીઆ કાજે ખોટી થાય છે. હીરો આવે છે. ]

**૧ જુવાનિયો**—હીરા, આટલી બધી વાર કેમ થઈ?

**હીરો**—મારી ભાભીની વાટ જોતો'તો. મારા મનમાં કે લટકાળાં ભાભી શા વાતો લાવે છે? પણ હજી સુધી ભાભી કે એમની સાથેનું બીજું કોઈ પણ આવ્યું નથી એટલે ગામના ઘયડાઓને ચિંતા પેઠી છે. મારા મોટાભાઇએ અધીરા થઈ ગયા છે.

**૨ જુવાનિયો**—એ તો ભિયા! ઘયડાંઓને ટેવ પડી. આપણે તું ત્યારે પેલો રાસ ચલાવને!

**હીરો**—ચલવ્યો ભિયા! આવો ત્યારે!

[ બધા મણ્ડલાકારમાં ગોઠવાઈ ગાતા ગાતા નૃત્ય કરે છે ]

હે એકવાર માતા ડોલ્યાં રે માતા એકવાર દુઃખે ડોલ્યાં
એ મ્હેણાંનાં વેણો બોલ્યાં રે માતા મ્હેણાંનાં વેણો બોલ્યાં

હે પારકો ભૂમિ ચાંપે હો દીકરા! પારકો ભૂમિ ચાંપે
હે આવડો શાંને કાંપે હો દીકરા ! આવડો શાંને કાંપે
હે આવાં શા જીવવાં વ્હાલાં હો દીકરા ! આવાં શાં જીવવાં વ્હાલાં
હે મ્હેણાનાં વાગે ભાલાં હો દીકરા ! મ્હેણાંનાં વાગે ભાલાં
રે ન્હોય આ સુખનાં ટાંણાં હો દીકરા ન્હોય આ સુખનાં ટાંણાં
કે પાકયા શું કુખે પાંણાં હો દીકરા પાકયા શું કુખે પાંણાં.

... ... ... ... ...

હે અભેસંગ ઊઠે ને વીરસંગ ઊઠે
ઊઠે છે બાવન વીર

હે નવલખ ગુરજર રૂઠે મોરી માતા
રૂઠે છે નવલખ વીર

આવડાં ન દે તું આળ મોરી માતા
આવડાં ન દે તું આળ

માથાં ધરું તમ થાળ મોરી માતા
માથા ધરું તમ થાળ

હે પારકો ભૂમિ ચાંપે શું માતા
પારકો ભૂમિ ચાંપે

તો દીકરા જમને ઝાંપે હો માતા
દીકરા જમને ઝાંપે

કુળને લાગે કાળું જો માતા
કુળને લાગે કાળું

તો લોહીથી પાય પખાળું મોરી માતા
લોહીથી પાય પખાળું

ઘોડા ખોંખારે ને તરવેર ચમકે
ચમકે છે આભમાં વીજ

હે ચમકે છે આભમાં વીજ મોરી માતા
ચમકે છે આભમાં વીજ
લોહી વરસે છે મેઘ મોરી માતા
લોહી વરસે છે મેઘ
હે લીધો છે રણનો ભેખ મોરી માતા
લીધો છે રણનો ભેખ
જીવ્યા મુવાના ઝવાર મોરી માતા
મુવા જીવ્યાના ઝવાર
હવે ન દેશો આળ મોરી માતા
હવે ન દેશો આળ.

[ છેવટની પંક્તિઓ બોલાય છે ત્યાં એક બ્રાહ્મણ દોડીને આવતો હોય તેમ શ્વાસભેર આવે છે. ]

**બ્રાહ્મણ**—અલ્યા જુવાનિયાઓ ! ચંદાજીનું ઘર ક્યાં છે ? હીરાજી ક્યાં છે ?

[ કોઈ સાંભળતું નથી. ]

અલ્યા લડવાની વાતો કરો છો અને લડવાનું આવ્યું છે તેની તો કોઈ વાત સાંભળતા નથી ? હીરાજી ક્યાં છે ?

[ બ્રાહ્મણની બૂમોથી જોનારાનું ધ્યાન ખેંચાય છે. અને કેટલાક એની આજુબાજુ વીંટાય છે. રાસમાં ભંગાણ પડે છે અને બધા બ્રાહ્મણ પાસે એકઠા થાય છે. ]

**હીરો**—હું આ રહ્યો. મારું શું કામ છે ?

**બ્રાહ્મણ**—અલ્યા તારું શું કામ છે ? તારી ભાભી કેદમાં પડી !

**હીરો**—હેં હેં ! મારી ભાભી કેદમાં પડી ? કોણે કેદ કરી ?

**બ્રાહ્મણ**—બાદશાહે! તારી ભાભીએ મારી જોડે સંદેશો કહેવડાવ્યો છે—

**બીજા જુવાનિયા—શું, શું**! ગોર! બધી ગુજરીઓ કેદમાં પડી?

**બ્રાહ્મણ**—બાદશાહની છાવણીમાં ગએલી જુવતી તે પાછી આવતી હશે? તમને લોકોને તમારાં બૈરાંએ ઘરમાં રાખતા આવડતાં નથી? અ—મ્લેચ્છોનો જુગ છે એ તમે જાણતા નથી?

**હીરો**—ગોર, જીભ બંધ કરો! અલ્યા ભાઈબંધો, ઘોડારમાં જઈ ઘોડા તંગ કરો, અને હથિયાર બાંધો. દિલ્હીના બાદશાહને જીતી ગુજરી લાવીશું. અરે એના શા ભાર છે? કેમ મહારાજ! હરામખોરો દેશમાં રખડશે એટલે ગુજરીઓ પડદામાં રહેશે?

**બ્રાહ્મણ**—હવે બહુ શેનો બોલે છે? આ તારી ભાભી તો પડદામાં પેઠી!

**હીરો**—અલ્યા ગરોડા! (હીરીઓ એના ઉપર ધસે છે. બીજાઓ એને રોકે છે.)

[ગામમાં ખબર ફેલાઇ ગઈ છે. નવલખ ગુર્જરો ચડે છે તેનું વર્ણન આપણે એ પ્રાચીન પંક્તિઓના જોરદાર શબ્દોમાં સાંભળીશું એના પાઠાંતરો વિષે આપણે તકરાર ન કરવી.

'કે ત્યાંથી હીરીયો દોડીયોને, ગયો ઘોડાની પાસ રે
કે તાણીને બાંધો તંગડો ને, ઢીલી મેલો લગામ રે
કે શૂરા હોય સો સંગ ચલોને નહિ કાયરકા કામ રે
કે કેસરીઆ ભાઈ વાઘા પ્હેરો, ને હોં જાવ લાલગુલાલ રે
કે દિલ્હી જીતીને ઘેર આઉં તો, રેવત મારું નામ રે
કે હીરીયો ઘોડે એક જ ચઢયો ને ગુજર ચઢયા નવલાખ રે'

દૃશ્ય ત્રીજું પૂરું થાય છે.

## દૃશ્ય ચોથું

[ સમય: બાદશાહને દિલ્હી પહોંચતાં થાય તેટલો, અને ગુર્જર સેનાને તેની પાછળ ચડતાં થાય તેટલો. તિથિ—ફાગણ સુદ ચૌદશ.

પ્રલયકાળ સમયે કાલીનું જેવું સ્વરૂપ હશે તેને મળતું ગુજરીનું સ્વરૂપ કહેવાય છે. ઇન્દ્રિયોની શક્તિ ભોગમાં ક્ષીણ થતી નથી હોતી ત્યારે ચિત્તમાં એક અપ્રતિહત શક્તિ જાગે છે. આને જ તપોબળ કહેતા હશે. આ શક્તિનું ચિત્તના અનન્ય પ્રયોજન સાથે લગ્ન થતાં જગતનાં સંહારક કે ઉત્પાદક તત્ત્વો નિર્માણ થાય છે. અત્યારે મેનાં ગુજરી સંહારક સ્ત્રી છે

મેનાંએ કાળીમાનું વ્રત આદર્યું છે. ઉપવાસ એટલે કે અન્નત્યાગ અને કાળીમાની ઉપાસનાથી એનામાં સહજ પણ ચમત્કારી ઉગ્રતા અને તેજ આવ્યાં છે. એને જ 'સત' કહેતાં હશે.

ગોખમાંથી ગુર્જરોને અને તુર્ક સિપાઇઓને લડતા જુએ છે. હીરીઓ પાછો હઠે છે. ગુજરી છંછેડાય છે ]

**મેનાં ગુજરી**—અરે કોઈ છે કે? કોઈ છે કે? અરે મને નીચે જવા દો. અલી રૂપાં! અલી શોભાં! અહીં આવો! હીરીઓ પાછો હઠ્યો. અરે કોઈ આવો! હે જોગમાયા! ગુર્જરો હઠ્યા! મને લડવા મોકલ, જોગમાયા!

( રૂપાં આવે છે )

રૂપાં! હીરીઓ પાછો હઠે છે. ગુર્જરોને જીવવું બહુ વહાલું છે!

**રૂપાં**—મેનાં! ભલી બાઈ ગાંડી કેમ થા! ગુર્જરોએ થાય એટલું કર્યું. ગુર્જર નવ લાખ અને મોગલ બાણુ લાખ!

**મેનાં**—એમ? ગુર્જરોએ થાય એટલું કર્યું! હવે ગુર્જરી થાય એટલું કરશે. ( વળી ગોખમાંથી જોઈ ) ના ના, હીરીયો

રણમાં ઘૂમે છે. અને મારા પરણ્યાને આઘો રાખે છે! હીરીયો પાછો હઠયો! રૂપાં, મારો સંદેશો હીરીયાને પહોંચાડ. મારી ઓઢણી અને કાંચળી હીરીયાને પ્હેરવા મોકલ! અને મારા હાથમ સમશેર લાવ!

( મેનાં આવેશમાં નાચે છે અને ગાય છે )

" બાદશાહકી સાથમેં એસી લડું કે મેરા જુગમાં હો જાય નામ રે.'

( રૂપાં જુવે છે કે મેનાંને સત ચડ્યું છે. મેનાંમાં માતાજી પધાર્યાં છે

**રૂપાં**—ખમ્મા મા! ખમ્મા મા! ગુર્જરો જીતશે! ખમ્મા મા

( શાહજાદો એકદમ દોડતો આવે છે પાછળ ઘવાએલો હીરીઓ ઘર આવે છે.)

**શાહજાદો**—મેનાં! મારી બહેન! મેનાં મારી બહેન! મને બચાવ!

**રૂપાં**—ખમ્મા મા! ખમ્મા મા!

**હીરીઓ**—( ગુજરીને જોઈ પગે પડે છે ) ખમ્મા મા ખમ્મા મા!

**મેનાં**—( શાન્ત થાય છે. ) દિયરીઆ ઊભો થા! (શાહજાદ સામું જોઈ પાછી આંખ ફાટે છે ) હીરીઆ!

**શાહજાદો**—( જુએ છે કે આ કંઈ હિંદુઓના ઢોંગ નથી ખમ્મા મારી બહેન! હીરાજી, તમારી ભાભીને માનભેર લઈ જાઓ અમારી પાસે આવ્યાં ત્યારથી એ ખોરાકને અડયાં પણ નથી!

( હીરાજી ભાભીનો હાથ ઝાલી લઈ જાય છે. શાહજાદો જોઈ રહે છે.

આ હિંદુઓ ગજબ કરે છે! આટલા દિવસ ખોરાક વિના કેમ રહેવાય?

(શાહજાદો યુદ્ધ યાદ કરે છે:

કે તલવારોની તાળી પડે ને લોહીનો વરસ્યો મેઘ રે
કે તમારી ગુજરી તમને સુંપી ગુજરી હમારી બેન રે.]

ચોથું દશ્ય પૂરું થાય છે.

## દશ્ય પાંચમું

[ગુર્જરોના ગઢમાં વિજયતોરણ બંધાય છે. ગામબહાર સ્ત્રીઓ વિજયી ગુર્જર વીરોને વધાવવા ટોળે મળી છે. ગુર્જરસેના પાછળ છે.

મેનાં ગુજરીના કાળીમાના ઉપવાસ ચાલુ છે. ભાભીને જલદી પારણું કરાવી વધામણામાં સામેલ કરવા હીરીયો મેનાં ગુજરી અને સાથે બીજી ગુજરીઓને પણ લઈ આગળ આવ્યો છે.

મેનાં અને સહિયરો છાવણી જોવા ન આવેલી ગામની સ્ત્રીઓ તરફ જુએ છે. એમના મુખ ઉપર છાવણી જોવા આવેલીઓ માટે આવકાર નથી. મેનાં ખચકાય છે. અને ઊભી રહે છે ]

**હીરીઓ**—ચાલો ભાભી. હવે ઘર આવી ગયું. તમારું વ્રત પૂરું કરો.

[મેનાં ચાલતી નથી. અને સ્થિર નજરે ગામની સ્ત્રીઓ તરફ જોઈ રહી છે. બીજી ગુર્જરીઓ હવે પછી દરેક બાબતમાં મેનાંને અનુસરે છે.]

ભાભી ચાલોને?

**મેનાં**—દિયરીઆ! પગ નથી ઊપડતા! આમનાં મ્હોંડાં જોઈને. (રૂપાં સામું જોઈ) રૂપાં પેલું મ્હેણું યાદ આવે છે: બાદશાહની બેગમ થવા ગઈ'તી. દિયરીઆ, મ્હેણાંનો રોટલો ખાવો પડશે!

( મેનાંની શારીર અને માનસ સ્થિતિ એવી છે કે આવેશની સ્થિતિ તેને સહજ થઇ ગઈ છે. )

( આવેશમાં ) દિયરીઆ! મેનાં મ્હેણુંનો રોટલો નહિ ખાય!

**હીરીઓ**—અરે ભાભી, તમે આ શું બોલો છો? તમને કોણ મ્હેણું દે!—તમને સાક્ષાત્ જોગમાયાના અવતારને!

**મેનાં**—( ચઢતા આવેશને રોકતી ) મારું સત જોગમાયા જાણે છે!

**હીરીઓ**—ભાભી! જુઓ પેલાં મારાં મા ઊભાં! અને પેલાં તમારાં ન્હાનકડાં નણુદી ઊભાં! ચાલો એમને ભેટીએ, અને ઘેર જઈ પારણું કરીએ. ગુર્જરસેના આવે તે પહેલાં તો આપણે પાછાં આવી જઈશું.

[ મેનાંનો પગ ઉપડતો નથી. પણ હીરો હાથ ખેંચીને લઈ જાય છે. બધાં ગામની સ્ત્રીઓ પાસે જાય છે. હીરાજીની માતા અને બહેન આગળ આવે છે. એમને સામાં આવતા જોઈ મેનાંને ઉલ્લાસ આવે છે; મેનાં ઘુમટો તાણે છે.

હીરીઓ માતાને પગે પડે છે. ]

**માતા**—બેટા ઘણું જીવો.

**બહેન**—( ઓવારણાં લઈ ) ભાઈ, ભાભી વહેલી લાવજે.

**હીરો**—( જુએ છે કે બહેન ભાભી તરફ જોતી નથી ) બહેન! મારી વહુ તો આવશે ત્યારે આવશે; પણ આ ભાભી તરફ તો જો! ( બહેન મ્હોંડું મરડે છે. )

[ મેનાં સાસુને પગે પડવા જાય છે. ]

**સાસુ**—(પગ ખેંચી લઇ) જોજે મને અડતી, બાદશાહની બીબી!

**મેનાં**—(ટટ્ટાર થઈ ઘુંમટો કહાડી નાંખે છે.) બાદશાહની બીબી!

[ સાસુ અને નણંદની પાસે ટોળે વળેલી ગામની વહુઓ દીકરીઓ અને સાસુઓ તરફ મેનાં જુએ છે. દરેકના મ્હોંડા ઉપર બાદશાહની બીબી એ બોલ જુએ છે ! ]

**મેનાં**—(ફરીથી ચકિત નયને) બાદશાહની બીબી ! હું બાદશાહની બીબી ! બાદશાહની બીબીને લેવા તમારા દીકરાને મરવા મોકલ્યા હતા ?

**સાસુ**—મરવા ન જાય તો ગુર્જરોની લાજ જાય ! પણ તરકના ઘરમાં રહેલીને હું ઘરમાં ઘાલું ? મારું કુળ હીણું કરવું છે ?

**મેનાં**—મારાથી તમારું કુળ હીણું થશે ! (મેનાંની આંખ ફાટે છે) ઓ જોગમાયા ! તું મારું સત જાણે છે. હીરીઆ, હું જાઉં છું. તમારા ભાઈને કહેજો કે મેનાં તમારું કુળ હીણું નહિ કરે ! (ફરીથી એકવાર ફાટેલી નજરે સાસુ તરફ) બાઈજી ! મારાથી તમારું કુળ હીણું થશે ? હે જોગમાયા !

( મેનામાં બધાં નવું તેજ જુએ છે. )

**હીરીઓ**—બા ! બા ! શો ગજબ કર્યો ! માતાજી કોપ્યાં. માતાજીને મેં દિલ્હીમાં જોયાં હતાં–તે પાછાં આવ્યાં. (મેનાંને) ખમ્મા કરો મા ખમ્મા. ખમા કરો.

**બધી સ્ત્રીઓ**—( સાસુ અને નણંદ સિવાય )–ખમ્મા કરો મા ખમ્મા કરો. છોરુંના દોષ ખમા કરો.

મેનાં આવિષ્ટ થાય છે. માથાનો અંબોડો છૂટો થાય છે. મેનાં દિવ્યસત્ત્વના પગલે વિદાય થાય છે.

**બધાં**—( હવે સાસુ અને નણંદ પણ ) મા રહો ! રહો !

મેનાંની પાછળ હાથમાં કટારીઓ કહાડી બીજી ગુર્જરીઓ જોગણીઓ જેવી જાય છે.

**બધાં**—રહો ! રહો !

પણ જોગણીઓનું દિવ્ય નૃત્ય જોઈ બધાં મૂક થઇ જાય છે. અને આનાથી વધારે જોવાની આપણે પણ આશા ન રાખીએ.

પણ લોકવાયકા કહે છે :

" કે ત્યાંથી ગુજરી ચાલીયાં ને ગયાં તે પાવાગઢ રે
કે પાવા તે ગઢમાં અલોપ હો ગઇ મહાકાળી કહેવાય રે."

દશ્ય પાંચમું પૂરું.

